પૂ. પ્રાણુલાલભાઇને

તથા

જયાવતીભાભીને

જેમનાં
સ્નેહ અને સૌજન્યની સુવાસ માણતાં
જેમના પ્રતિ પ્રેમ અને આદરનો ભાવ
અનુભવ્યો છે, અને જેમણે મારી લેખન
તથા અભિનય પ્રવૃત્તિમાં ઊંડો રસ લઇ
મને હમેશ પ્રેર્યો છે
તેમને આ નમ્ર

ભાવાંજલિ

મોટાં નાનાં વધુ મોટાંમાં તો નાનાં પણ મોટાં.
વ્યોમદીપ રવિ નભબિન્દુ તો ઘરદીવડા શા ખોટા?



## મારા તરફથી

છસાત વર્ષ પર, બાળકો માટેના જાણીતા માસિક 'રમકડું'માં આપણા ગણનાપાત્ર સાહિત્યકારોનાં જીવન તથા સર્જન વિશે પરિચયલેખો લખવાનો આગ્રહ મારા મિત્ર શ્રી કિશોરભાઈ ગાંધી તથા જયન્ત બક્ષીએ કર્યો અને મને મનગમતી એ વાત મેં તુરત સ્વીકારી લીધી. બેએક વર્ષના ગાળામાં આ લેખો લખાયા—એણે બાળકો, કિશોરો તથા થોડેક અંશે શાળાના ઉચ્ચ વર્ગોના અને કૉલેજના વિદ્યાર્થીઓનું ઠીક ધ્યાન ખેંચ્યું. આ લેખો પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય તો સારું, એવી ભાવનાથી પ્રેરાઈ, મેં આ પ્રયોગ કર્યો છે. વળી, જેટલાં ચિત્રો ચીતરી શક્યો હતો તેમાં બીજા થોડાં નવેસરથી દોરી, નરસિંહથી—રાજેન્દ્ર સુધીનાં લગભગ પોણાપાંચસો વર્ષના ગાળામાં જેમનું સાહિત્યપ્રદાન એક યા બીજી રીતે વિશિષ્ટ ગણી શકાય તેવા 'થોડાક' અક્ષરઉપાસકોનાં જીવનસર્જનને આવરી લેવાનો મેં પ્રયત્ન કર્યો છે. આમ કરતાં ઘણા લેખકો વિશે, તે વેળા લખાયેલા લેખોમાં જે વિગતો નહોતી, તે ઉમેરી દઈને, તે તે લેખને માહિતીદૃષ્ટિએ સંપૂર્ણ બનાવવાનો પ્રયાસ પણ કર્યો છે.

મારો આ પ્રયત્ન કેટલે અંશે સફળ થયો છે, અને કેટલે અંશે તે ઉપકારક નીવડશે તે વિશે હું કશું કહું તેને બદલે, મારા મુરબ્બી અને સ્નેહી, લબ્ધપ્રતિષ્ઠ વિવેચક શ્રી જ્યોતીન્દ્ર હ. દવેને શિરે એ જવાબદારી, આ પુસ્તકની 'પ્રસ્તાવના' લખવાની એમને વિનંતિ કરીને, મેં સોંપી દીધી છે. મારી લેખનાદિ પ્રવૃત્તિઓમાં એમણે હમેશ મમત્વ-

ભર્યો રસ લીધો છે, એટલે આ કાર્ય પણ એમણે એ પ્રકારે જ સ્વીકાર્યું છે હું એમનો આભારી છુ

આ પુસ્તક પૂજ્યશ્રી પ્રાણલાલભાઈ તથા જયાવતીભાભીને અર્પણ કર્યું છે. એ બેઉએ મારા પ્રતિ જે વાત્સલ્યભાવ દાખવ્યો છે, એ મારા જીવનનું એક અતિ મિષ્ટ સ્મરણ છે એ બેઉ પોતપોતાની રીતે શારદાના ઉપાસકો છે, ને શારદાના અનેક ઉપાસકોના જીવન સર્જનનો જે દ્વારા પરિચય થાય તેવુ આ પુસ્તક, પ્રેમ અને આદરના ભાવથી, એમને અર્પું એમાં સપૂર્ણ ઔચિત્ય પણ છે

આ પુસ્તક તૈયાર કરતા મને મારા મિત્રો ભાઈ બકુલ રાવળ, વ્રજલાલ પારેખ તથા જશુભાઈ શાહનો જે સહકાર મળ્યો છે તે માટે તેમનો આભાર માનવાનો ઔપચારિક વિધિ ન કરેલો જ સારો ! તેવુ જ મારા મિત્ર જાણીતા કાર્ટૂનિસ્ટ શ્રી બસી વર્મા (ચકોર)નુ છે એમણે પણ પૂરતા ઉત્સાહથી, મિત્રભાવે, બે જ દિવસમાં, કવરજેકેટનુ સુદર પ્રતીકાત્મક દ્વિરંગી ચિત્ર દોરી આપ્યુ છે ને પુસ્તકની શોભા વધારી આપી છે

આમાં વપરાયેલા બ્લૉકો 'દેના જ્યોતિ'ના સૌજન્યથી પ્રાપ્ત થયા છે. એ માટે દેના બેન્કના મેનેજિંગ ડિરેક્ટર મારા નિકટતમ સ્નેહી શ્રી પ્રવીણચન્દ્ર ગાંધીનો પણ હું ખૂબ આભારી છું.

નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસે કાળજીપૂર્વક કામ કરીને પુસ્તકને સાદ્યંત આકર્ષક બનાવ્યુ છે તેની નોંધ મારે લેવી જ જોઈએ.

ભારેખમ નહીં એવી શૈલીમાં લખાયેલુ આ પુસ્તક, આ પ્રકારનાં અન્ય પુસ્તકોની વચ્ચે, પોતાનુ જે હોય તે સ્થાન યોગ્યતયા પ્રાપ્ત કરે એ અપેક્ષા.

તા ૧૬-૨-૧૯૫૮ — મધુકર રં. શાંદરિયા

## પ્રસ્તાવના

કિશોર વયનાં બાળકોને આપણા સાહિત્યકારોનાં જીવન ને તેમની કૃતિઓનો પરિચય કરાવવાના ઉદ્દેશથી 'ઘરદીવડા' એવા શીર્ષક હેઠળ પ્રા. મધુકર રાંદેરિયાએ બાળમાસિક 'રમકડું'માં લેખમાળા શરૂ કરી હતી. એ લેખમાળામાં પ્રતિઅંકે પ્રસિદ્ધ થતા લેખો માત્ર કિશોરો જ નહિ, મોટી ઉંમરના સાહિત્યરસિકો પણ હોંશભેર વાંચતા.

સાહિત્યકારો હંમેશા વિદ્યાર્થીઓને માટે કુતૂહલનો વિષય બન્યા હોય છે. એ કેવા હશે, કેવી રીતે લખતા હશે, કેમ રહેતા હશે, કેવી વાતો કરતા હશે એ બધાની એમને ભારે જિજ્ઞાસા હોય છે.

મને એક પ્રસંગ યાદ આવે છે. થોડાંક વર્ષ પહેલાં હું આબુ ગયો હતો. ત્યાં અમદાવાદ બાજુની કોઈક ગામની શાળાના વિદ્યાર્થીઓ પણ આવ્યા હતા. એક વાર રસ્તામાં ફરવા જતાં અચાનક એમાંના કેટલાક વિદ્યાર્થીઓનો ભેટો થઈ ગયો. બેએક વિદ્યાર્થીઓએ મારી પાસે આવી કંઈક ક્ષોભ પામતાં પૂછ્યું, "તમને અમારે કંઈક પૂછવું છે." "પૂછો," મેં કહ્યું. "તમારું નામ જ્યોતીન્દ્ર દવે?" મેં હકારમાં જવાબ આપ્યો, એટલે પહેલા વિદ્યાર્થીએ બીજાને કહ્યું, "હું નહોતો કહેતો?" એ પછી એમણે એ જ્યાં ઊતર્યા હતા ત્યાં મને બહુ આગ્રહપૂર્વક બીજે દિવસે બોલાવ્યો. ચાપાણીનો વિધિ પતાવ્યા પછી પ્રશ્નોત્તરી ચાલી. એમાં વિદ્યાર્થીઓએ મારે વિશે

મળ્યું છે. લેખકોની યાદી જોઈને આમાં ઘણા રહી ગયા છે, ખાસ કરીને અર્વાચીન સાહિત્યકારો, એમ કેટલાકને લાગશે. રમણલાલ દેસાઈ પછીના કોઈ પણ નવલકથાકારનું નામ આમાં નથી એ પણ આંખે તુરત ચડે એવું છે. પરંતુ સાહિત્યનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં જેમણે અસાધારણ સિદ્ધિ મેળવી હોય અથવા કોઈક દિશામાં નવપ્રસ્થાન કર્યું હોય એવા લેખકોને લેવા એવું ધોરણ પ્રા. રાંદેરિયાએ સ્વીકાર્યું હોય એમ લેખકોની નામાવલિ જોતાં લાગે છે. કદાચ પુસ્તકનું કદ વધી જશે એવો ભય પણ એમને, આથી વધારે લેખકોની પસંદગી કરવામાં, આડે આવ્યો હશે. આમ છતાં એટલું કહેવું જોઈએ કે ઉમાશંકર અને રાજેન્દ્રની વચ્ચે બે ત્રણ લેખકોને સ્થાન આપવા જેવું હતું.

'યુગપુરુષ : નર્મદાશંકર' પછી ૧૮૮૧ પછીનાં પચાસ વર્ષોના સાહિત્યસર્જન વિષેનું પ્રકરણ માહિતીની દષ્ટિએ, બેશક, ઘણું ઉપયોગી છે. પરંતુ એનું સ્થાન પુસ્તકને અંતે રાખવું જોઈતું હતું. છેક ૧૯૩૫ સુધીના સાહિત્યસર્જનની વાત આવી ગયા પછી ૧૮૩૬માં જન્મેલા નવલરામથી ફરી સાહિત્યકારોની ચરિત્રમાળા શરૂ થાય છે તે ઉચિત લાગતુ નથી. એમાં બીજાં વીસ વર્ષ ઉમેરીને છેક અત્યાર સુધીની માહિતી આપીને એ પ્રકરણને અંતભાગમાં પરિશિષ્ટ તરીકે મૂક્યું હોત તો ૧૯૩૫ પછીના જે કેટલાક ગણનાપાત્ર લેખકો આમાં રહી ગયા છે તેમનો પણ બહુ ટૂંકામાં એમાં ઉલ્લેખ થઈ શકયો હોત.

બીજી આવૃત્તિમાં, (આ પુસ્તકની બીજી આવૃત્તિ થશે, એવી આશા રાખું છું, જરૂર થવી જોઈએ એમ માનું છું, તો એ બીજી આવૃત્તિમાં,) આ પ્રકારનો થોડોક સુધારોવધારો કરી પ્રા. મધુકર એને બને તેટલું સંપૂર્ણ બનાવશે એવી આશા રાખું છું.

તા ૨૪-૨-૧૯૫૮ જ્યોતીન્દ્ર હ. દવે

# ઘરદીવડા

*

થોડાક અક્ષરઉપાસકોનાં જીવનસર્જનનો પરિચય

ક્રમ

## નરસૈયો

આ જુઓ તળાજા ગામ–જૂનાગઢ પાસે. અહીં કૃષ્ણદાસને ત્યાં થાળી શાની વાગી રહી છે? હા, હા, એમને ત્યાં પુત્ર અવતર્યો છે. વડનગરા નાગર ગૃહસ્થે પુત્રજન્મના ઉત્સવમાં પેંડા વહેંચ્યા કે નહીં તે તો ખબર નથી. પણ બધે ઠેકાણે ઠીક ઠીક આનંદ તો જણાય છે.



પુત્ર મોટો થતો જાય છે ને ત્યાં આઠમે વર્ષે કૃષ્ણદાસ મરણ પામે છે. આઠ વર્ષનો બાળક કાકાને ત્યાં રહે છે, ને કુદરતનું કરવું તે એય મરણ પામે છે, એટલે કાકાના મરણ

પછી પોતાના એક મોટા ભાઈને ત્યાં જઈને ઊછરે છે.

આ છોકરો તે નરસિંહ મહેતા. એનો જન્મ થયેલો સંવત ૧૪૭૦ માં. ૧૭ મે વર્ષે એનાં લગ્ન લેવાય છે, માણેકબાઈ સાથે. પરણ્યા તો ખરા ભાઈસાહેબ, પણ કાંઈ કામધંધે લાગવાનુ મન કરતા દેખાતા નથી. કોણ જાણે શીયે ભાજગડ મનમાં ચાલતી હશે! એ ગમે તે હોય, પણ એવી ભાભી કાઈ એવું બધું ઓછું સાંખી લે? એણે બે ચાર મરમના બોલ કહ્યા, ને નરસિંહને 'મૂરખ' શબ્દે નવાજ્યોયે ખરો. નરસિંહ જડ તો નહોતો જ. એનું હૃદય વીંધાયુ. સામું તો કાંઈ બોલ્યો નહીં, પણ મંસાર પરથી મન ઊઠી ગયુ, ને ચાલી નીકળ્યો.

નરસિંહે 'મામેરુ' રચ્યુ છે. એમાં એ પોતે લખે છેઃ

"ગામ તળાજામાં જન્મ મારો થયો,
ભાભીએ 'મૂરખ' કહી મેણું દીધુ,
વચન વાગ્યું. એક અપૂજ શિવલિંગનું
વન માંહે જઈ પૂજન કીધું."

નાસી ગયો ને જંગલમા જઈ એક મંદિરમાં શિવના લિંગને ભેટીને પડ્યો. રહ્યો ભૂખ્યોતરસ્યો : એક દિવસ નહીં, બે દિવસ નહીં; સાત દિવસ સુધી.

ઘરમાંથી છોકરાને કાઢી મૂકવા બદલ નાગરી નાતના માણસોએ ભાભીને કાઈ કાંઈ શબ્દોયે સંભળાવ્યા હશે, ને નરસિંહની કાંઈ દાઝ જાણી હશે. પણ નરસિંહ તો ભાભીનાં ગુણગાન જ ગાય છે. એનું કારણ છે. એ ભૂખ્યો રહ્યો એનું

એને ફળ મળે છે. ગોપનાથ મહાદેવ એના પર પ્રસન્ન થાય છે. કહે છેઃ વત્સ, જે માગવું હોય તે માગ નરસિંહ માગે છેઃ

"તમને જે વલ્લભ હોય જે દુર્લભ,
આપો રે, પ્રભુજી, મુને દયા આણી "

ને "ગોપનાથે મુને અભેપદ આપિયું;
નરસૈયો હરિરસ રહ્યો વખાણી."

ગોપનાથ મહાદેવે આવડા આ સત્તર વર્ષના છોકરાને શ્રીકૃષ્ણની રાસલીલા દેખાડી. એ છોકરાએ પોતે જ પાછળથી ગાયું છે:

"ગોપેશ્વરે ગોકુલની લીલા દેખાડી મુને રે,
ધન્ય ધન્ય ભાભી, તેં વચન પ્રકાશ્યાં ભેદ્યો ભૂધરને રે."

ભાભીએ 'મૂરખ'નું મેણું માર્યું; ને ઘર છોડયું તો નટવર નાગરનાં દર્શન પામ્યો.

'નાગરી નાત'ના માણસોએ આ વાત જાણી, ને કોઈએ આશ્ચર્યથી આગળાં કરડયાં ને કોઈએ મોં મચકોડયું!

નરસિંહ મહેતો નાગર. નાગરના કુળદેવતા હાટકેશ્વર મહાદેવ, ગંગાધર. પણ નરસિંહ તો શ્રીકૃષ્ણનાં દર્શન પામ્યો ને મન મગન થઈ ગયુ. એના મનમાથી હર ને હરિનો ભેદ ટળી ગયો. એણે તો હૃદયમાં જે ઉમળકો આવ્યો હતો તે જ ગાઈ નાખ્યો :

"ગંગાધર ને ગોકુળપતિ વચ્ચે આણે છે કો ભેદ,
ભણે નરસૈયો વૈષ્ણવ નહીં તે, અધમ તેને કહુ વેદ."

આ ગોપનાથ મહાદેવ સત્તર વર્ષના છોકરાનો હાથ પકડીને ચાલ્યા આવે છે...મહાદેવ પ્રસન્ન થયા છે. એની

ભક્તિથી, ને છોકરાનુ માગ્યુ એ આપવા ઈચ્છે છે: પોતાના 'વલ્લભ' શ્રીકૃષ્ણની રાસલીલાનું દર્શન એ જ દુર્લભ વસ્તુ છે....તો છોકરાને રાસલીલા જ દેખાડવી.

અને આ ઊભી ગોપીઓ: બનીઠનીને, ઘરબાર છોડીને આવેલી, શ્રીકૃષ્ણની વાંસળીથી ઘેલી બનીને. રાતનો સમય છે, ચંદ્ર આકાશે ચડ્યો છે, ઠંડો મીઠો પવન વાય છે, નદીનાં જળનો કલકલ અવાજ આવે છે, ત્યાં વાંસળીનો સૂર છેડાય છે. 'એક એક ગોપી ને એક એક કહાન' એવો રાસ શરૂ થાય છે. એક કૃષ્ણના અનેક કૃષ્ણ થયા છે. રાસ ચગે છે. ગોપીઓના ચરણનાં ઝાંઝર તાલ પૂરે છે. કોઈ દૈવી દેખાવ બની રહે છે. નરસિંહ આંખ ચોળે છે. આ તે સાચું છે કે સ્વપ્ન? ખરેખર આ શ્રીકૃષ્ણનો રાસ છે? એના હાથમાં મશાલ આપી છે. એ 'દિવેટિયો' બન્યો છે, ને મનમાં ને મનમાં મલકે છે. રાત વધતી જાય છે, ને રાસ જામતો જાય છે, નરસિંહને તો જાતનુંયે ભાન રહ્યું નથી. મશાલ ઝાલેલો હાથ પણ સળગવા માંડ્યો. એની આકરી તપશ્ચર્યા અને ભક્તિ જોઈ શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય છે. છોકરાને વરદાન આપે છે: 'જા જેવું જોયુ છે તેવું ગાજે.'

અને નરસિંહ આજથી શ્રીકૃષ્ણ દામોદરનો પરમ ભક્ત બની જાય છે. એની ભક્તિ દૃઢ થાય છે. બ્રહ્મજ્ઞાન એનામાં જાગે છે. જ્યાં ને ત્યાં એને શ્રીહરિ જ દેખાય છે ને એ ગાય છે:

"અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ,
જૂજવે રૂપે અનંત ભાસે."

એણે હવે આત્મામાં શોધ કરવા માંડી છે. સ્નાન, સેવાપૂજા, દાન–એ બધામાં એને રસકસ લાગતો નથી. માટે એ કહે છે :

"જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
શું થયું સ્નાન-સેવા ને પૂજા થકી!
શું થયું ઘેર રહી દાન દીધે?"

નરસિંહે તો મનથી વૈષ્ણવની વ્યાખ્યા ઘડી રાખી છે : જે કોઈ 'જગશું તોડે ને પ્રભુશું જોડે' ભક્તિ એ જ સાચો વૈષ્ણવ. ને મનમાં વૈષ્ણવ માટેના જે ખ્યાલો છે તે એણે એક સુંદર પદમાં બતાવ્યા :

"વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે;
પરદુ:ખે ઉપકાર કરે તોય મન અભિમાન ન આણે રે."

પણ પેલી 'નાગરી નાત'ના માણસો આ બધું કેમ સાંખી લે? એમને તો નરસિંહ પર હવે તિરસ્કાર ચડવા માંડ્યો. એ કૃષ્ણને નામે ગપ્પાં જ મારે છે એવો એની સામે લોકોએ આક્ષેપ કર્યો. પણ મીરાંબાઈ કહે છે તેમ 'કોઈ નિંદો, કોઈ વંદો' તેની ભક્તજનોને ક્યાં પડી છે?

ગાંડો-ઘેલો મૂરખ નરસૈયો હવે તો ભક્ત બન્યો છે, જ્ઞાની બન્યો છે, સાચો વૈષ્ણવજન બન્યો છે. એનો સંસારમાં જીવ નથી, છતાં મૂંગે મોંએ બધું કર્યે જાય છે.

સં. ૧૪૯૫ માં નરસિંહને ત્યાં પુત્રી અવતરી. કુંવરબાઈ એનુ નામ. ને બે વર્ષ રહીને પુત્ર અવતર્યો–સામળદાસ. નવ વર્ષની થઈ એટલે ઊના ગામે કુંવરબાઈને પરણાવી.

ચારેક વર્ષ રહીને એનુ 'મામેરુ' પૂર્યું. સં. ૧૫૦૭ માં સામળદાસનો વિવાહ કર્યો, વડનગરના મદન મહેતાની દીકરી સાથે. પુત્રના લગ્ન પછી માણેકબાઈ મરણ પામ્યાં. એમની પછી થોડે વખતે પુત્રનું અવસાન થયુ ને કુંવરબાઈ પણ પછી વિધવા થઈ. પણ મહેતાજીએ તો ગાયુ:

"ભલુ થયું ભાંગી જજાળ,
સુખે ભજીશું શ્રીગોપાળ."

અને

"સુખ સંસારીનું મિથ્યા કરી માનજો,
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું."

શ્રીકૃષ્ણના આવા પરમ ભક્તને શ્રીકૃષ્ણ મદદ તો કરે જ ને! ભગવાને કુંવરબાઈનું 'મામેરુ' પૂરી આપ્યુ, તીર્થવાસીઓની 'હૂંડી' સ્વીકારી, નરસિંહના પિતાનું 'શ્રાદ્ધ' વાળી આપ્યુ, શ્રીવિશમા મહેતાને પાણી પાયુ, સામળશાહનો વિવાહ ઉજવાવ્યો ને રાગ્માંડલિકના કારાગારમાં જાતે હાર પહેરાવ્યો. નરસિંહ તો પ્રભુશ્રદ્ધામાં લીન થઈને બધુ જોઈ જ રહેલો!

પણ આવા ભક્તશિરોમણિને સતાવવામાં પેલી દોહલી 'નાગરી નાત' ને ખૂબ મજા પડતી. મહેતાજીએ તો ગાયુ હતું કે:

"પક્ષાપક્ષી ત્યાં નહી પરમેશ્વર,
સમદષ્ટિને સર્વ સમાન."

એટલે એને તો બ્રાહ્મણ શું ને શૂદ્ર શું?

એકવાર મહેતાજીને તેડું મળ્યું: આપ ઢેડવાસમાં ભજનકીર્તન કરવા પધારશો ? શ્રીપ્રભુજીએ સર્જેલાં સૌ કોઈ સરખાં ને તેમાં વળી પ્રભુનું જ ત્યાં ભજન કરવાનું, એમાં બાધ શો ? મહેતાજીએ તેડું કબૂલ્યુ. ગયા. આખી રાત ગાયું, ગવડાવ્યુ, નાચ્યા, નચાવ્યા ને સૌને પ્રભુભક્તિનો સ્વાદ ચખાડ્યો. 'નાગરી નાત'ના માણસોને જાણ થઈ! થઈ રહ્યું. પૃથ્વી ફાટી પડી. આકાશ તૂટી ગયુ. મહેતાજીને નાતબહાર મૂક્યા ને ખૂબખૂબ પજવ્યા. કવિભક્ત આ બધાંથી એવા ત્રાસી ગયેલા કે એમણે એક ઠેકાણે લખ્યુ :

"નિર્ધન ને વળી નાત નાગરી,
હરિ! ફરી ન આપીશ અવતાર રે."

આમ નાનકડી નાગરી નાતની પરવા કવિને હોય શાની ? એ તો પોતાના જ આનંદમાં મસ્ત છે.

કુળ શું ? ને સંસાર શું ? ને સંસારનાં મેણાંટોણાં શું ?

"કુળને તજશે ને હરિને ભજશે,
સહેશે સંસારનું મેણું રે;
ભણે નરસૈયો હરિ તેને મળશે,
બીજી વાતે વાશે વહાણું રે."

એમણે તો નાગરી નાતને ગાઈ બજાવીને કહી દીધું કે, ડાહ્યો ગણો કે મૂરખ ગણો:

"એવા રે અમો એવા રે,
તમે કહો છો, વળી તેવા રે."

ને 'દામોદરની સેવા' કરવાના પોતાના નિશ્ચયને એ એમાં જ જાહેર કરે છે.

મહેતાજીને કૃષ્ણપ્રભુએ તો પોતાને મુખે જ કોલ દીધો હતો·

"તુજ ને મુજમાં ભેદ નહીં નાગરા,
માનજે એ મારી વેદવાણી."

અને પોતાની મૃત્યુપળે એ અભેદ જ મહેતાજીએ માણ્યો હતો. મીઠો કવિ ગાય છે:

"પદર ગોતર વરખે રે ચુમાળી (૧૫૪૪) ના
શ્રાવણ હો જી,
ગોકળ આઠમ કરીને અપવાસ;
ચરણામૃત પીધાં રે, મધરાત વીતતાં હોજી,
પછી કર્યું મહેતે પ્રાત કાળે પ્રયાણ."

સૌરાષ્ટ્રનો એ સંતકવિ એમ બ્રહ્મવાટે વિચર્યો. જૂનાગઢમાં પરાપૂર્વથી વાત ચાલે છે કે ખરેખર મહેતાજીના દેહાંત સમયે જ જૂનાગઢમાંના 'નૃસિંહ ચોરા' પર ડોલર ફૂલનો ઢગલો થઈ રહ્યો હતો. એ હતી શ્રાવણ વદ નોમ.

હરિની લાડલી

# મીરાં

**મી**રાંબાઈના નામથી તો કોણ અજાણ હશે? નાનપણથી એના પદો આપણે સાંભળીએ છીએ; એ ગાય છે: "બોલ મા, બોલ મા, બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા." ને ખરેખર કૃષ્ણના પ્રેમની એને કટારી લાગી ગયેલી એટલે એણે વળીવળીને પાછું લલકાર્યું છે: "પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની."



એવી એ મીરાંબાઈના ગિરધરનાગર પ્રભુ પરમ મનોહર શ્રીકૃષ્ણ કેવાક છે? મીરાં જાતે એનું રૂપ બતાવે છે:

" ખભે છે કામળી ને હાથમાં છે વાંસળી,
ગોકુળમાં ગાયો ચારી "

એવા એ ભરવાડ જોડે મીરાબાઈને નાનપણથી પ્રીત. એનો એ સામળો એનું સાચું ઘરેણું. ને એવું મોંઘું કે એને તો તિજોરીમાં જ જાળવી રાખવું પડે. ને તેથી તો પેટી, તાળા, કૂંચી બધાંની એણે જોગવાઈ કરી છે એ ગાય છેઃ

'પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળું રે,
કૂંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરેણું મારું ઘાલું રે.'

કેવી ભારે વાત એણે કેવો સાદો દાખલો આપીને, સીધી રીતે સમજાવી છે!

મીરાંબાઈ ગુજરાતમાં નહોતાં જન્મ્યાં તોય ગુજરાતના કવિઓમાં એમનુ નામ આપણે ગણીએ છીએ તે એમનાં 'ગુજરાતી' પદોને કારણે એ સાધ્વી, જોધપુરના રાઠોડ વંશજોના અંગભૂત મેડતીઆ રાજપૂતની પુત્રી ને જોધપુરના રાવ દૂદાજીના પૌત્રી થાય. ઇતિહાસમાં જયમલ્લ રાઠોડનું નામ આવે છે તે એનો પિતરાઈ ભાઈ-બાળપણનો દોસ્ત.

બાળપણનો એક આ પ્રસંગ જોવા જેવો છે: દાદાજી દૂદાજીરાવ તો મોટા વિષ્ણુભક્ત. કૃષ્ણની રોજ પૂજા કરે, એટલે દાદાના કામમા નાનકડી છોકરી મીરાં મદદ કરે- ફૂલો ચૂંટી લાવે, માળા બનાવે, ને કૃષ્ણની મૂર્તિને પહેરાવે. એને નવડાવે પણ ખરી ને વાઘા પણ સજાવે ને પછી પોતાની કાલીઘેલી બોલીમાં કાંઇક ગણગણે. કોઈક વાર તો આંખની પલક પાડ્યા વિના એની સામે જોયા જ કરે.

બાળપણમાં એક વાર એવું બન્યુ કે હૃદોજીરાવને ત્યાં એક સંત પધાર્યા. એમની પૂજામાં ગિરધરલાલજીની મૂર્તિ હતી. મીરાંબાઇને એ મૂર્તિમાં પોતાના 'જનમમરણના સાથી'નાં દર્શન થયાં. એ મૂર્તિ મને મળે તો? એમના હૃદયમાંથી અવાજ આવ્યો. પણ પેલા સાધુપુરુષ એમ કાંઈ મૂર્તિ આપે? ને ન આપે તો મીરાંને ચેન કેમ પડે? એણે તો ખાવાપીવાનું છોડ્યું. કોઈ કાંઈ સમજે નહીં ને કોઈને એ કાંઈ કહે નહીં. છેવટે, સંતને રાત્રે સ્વપ્નું આવ્યું ને સ્વપ્નમાં પ્રભુએ એને કહ્યું કે, મારી મૂર્તિ મીરાંને ત્યાં પધરાવો. સવાર થઇ ને સંતે મૂર્તિ મીરાંને આપી. પછી તો પૂછવું જ શું? "મગન થઈ મીરાં નાચી રે"

વળી આ એક બનાવ જુઓ. ગામમાંથી એક વરઘોડો જાય છે. વર બનીઠનીને બેઠો છે ઘોડે. સ્ત્રીઓ ગીતો ગાય છે, પુરુષો સુંદર કપડાં પહેરી આગળ ધીરી ચાલે ચાલે છે. બધે આનંદ આનંદ છે. મીરાં બારીએ આવી આ દેખાવ જુએ છે. પાસે એનાં મા ઊભાં છે. માને પૂછે છેઃ "મા, મારો વિવાહ કોની સાથે કરશે?" મા કહે છેઃ "તારો વિવાહ તો મેં કરી જ નાખ્યો છે."

આશ્ચર્યથી મીરાં પૂછે છેઃ "ક્યાં છે મારો વર?" ને મા ગિરધરલાલની મૂર્તિ સામે આંગળી ચીંધે છે. મીરાંનો ઉત્સાહ માતો નથી. ત્યારથી એણે તો ગાંઠ જ વાળી દીધી છે કે મારો વર ગિરધરલાલ. એમણે એક પદમાં લખ્યુ છેઃ

"એસે બરકો ક્યોં બરું,
જો જન્મે ઔર મર જાય,
બર બરિયે ગોપાલજી,
મારો ચૂડલો અમર હો જાય'

આમ છતા મીરાબાઈને પરણવુ પડ્યુ

સ ૧૫૭૩ મા એમના વિવાહ ગેહિલ વશના રાણા સગ્રામસિહના યુવરાજ ભોજરાજ સાથે થયા. સાસરે રહ્યા પણ ટૂક સમયમા જ, કુમાર ભોજરાજ મૃત્યુ પામ્યા ને મીરાબાઈ વિધવા થયા પણ એમને સસારી સુખની કચા પડી હતી, એટલે "લેહ લાગી મને તારી અન્યાજી, લેહ લાગી મને તારી," ને, "મીરા કહે પ્રભુ ગિરધરનાગર, ચરણ કમલ બલિહારી" ગાતા, એમણે તો સાધુસતોના ટોળામા ગાવા બજાવવા ને નાચવા માડ્યુ એ કહેતા, "મેરે તો ગિરધર ગોપાલ દૂસરા ન કોઈ રે," અને "મૈ તો ગિરિધર આગે નાચુગી" અને નાચવાનુયે કેવુ કે એમા "લોકલાજ કુલકી મરજાદા, વામે એક ન રાખુગી!" મીરાબાઈએ ભગવા ધારણ કર્યા હાથે કરતાલ લેતા, તો કોઈક વેળા તબૂર કૃષ્ણની મૂર્તિ સામે જોઈ તેમા જાણે ભળી જતા અ ખમાથી પ્રેમના આસુ ચાલ્યા જતા, મોએથી પ્રભુનુ રટણ ચાલ્યા જ કરતુ

પણ 'રાણા' ને આ બધુ કેમ પરવડે? ભોજ રાજના મૃત્યુ પછી એનો ભાઈ વિક્રમાદિત્ય ગાદીએ આવ્યો એણે ભાભીને પજવવામા બાકી નથી રાખ્યુ સાસુએ સમજાવ્યા, નણદ ઉદાએ મનાવ્યા પણ કાઈ નહીં મીરાને

તો કાંઈ સંભળાતું જ નથી ને! એને તો એક જ અવાજ સંભળાય છેઃ "સૂની હો મૈં હરિ આવનકી આવાજ." ને પછી હરિ આવે, ને હરિ સાથે અંધભારણે મીરાંબાઈ પ્રેમની વાતો કરે! ઉદાએ રાણાને કહ્યુંઃ અડધી રાતે જઈ ભાભીના રંગઢંગ જરા જોજો આજે. ને રાણો નીકળ્યો. તલવાર તૈયાર કરીને ગયો મીરાંના ખંડ આગળ. બારણું બંધ હતું. અંદરથી મીરાંનો અવાજ આવતો હતો. રાણાએ માની લીધું કે નક્કી કોઈ પુરુષ અંદર છે. થઈ રહ્યું. એણે તો બારણુ તોડયું ને અંદર ધસ્યો, મીરાંનું ધડથી માથું જુદુ કરવા. પણ જઈને જુએ છે તો ગિરધરલાલની મૂર્તિ સામે, હાથ જોડી, અર્ધી મૂર્છા પામેલી, આંખમાંથી આંસુ વહાવતી મીરા દેખાઈ. રાણાએ તલવાર ઉગામી તો ખંડમાં ઠેરઠેર મીરાંનાં જ દર્શન થયા!

પછી તો રાણાએ સાપ ભરેલો ટોપલો મોકલ્યો ને કહાવ્યું, "આમાં શાલિગ્રામ છે, એની પૂજા કરજો." ને મીરાંબાઈ નાહીધોઈ ટોપલો ઉઘાડે છે તો સાચેસાચ શાલિગ્રામ નીકળે છે! રાણો ઝેરનો પ્યાલો મોકલે છે ને કહાવે છે, "દેવનુ ચરણામૃત મોકલ્યુ છે; પી જજો." મીરાં સાચેસાચ પી જાય છે–અમૃત જાણીને; છતાં મરતાં નથી! એ ઝેર ચડે છે પેલી ગિરધર પ્રભુની મૂર્તિને. કહે છે કે ત્યારથી એ સફેદ આરસ ભૂરો થઈ ગયો!

હવે તો હદ થઈ. આવા સંસારને શો કરવો છે? રાણાએ છેલ્લો બોલ નાખ્યોઃ "મીરાં, અમારી સાથે આવીને વસો." ને મીરાએ કહાવ્યું: "ના રે, તમે જ

રાજપાટ છોડીને, સાધુના સાથમાં વસવા આવો ને!" પણ એવું તે કાંઈ થાય? ને પછી તો મીરાં ચિતોડ છોડી ચાલી નીકળ્યાં. ગયાં વૃન્દાવનમાં. ત્યાં જ એમને તો પોતાનું સાચું ઘર જડી ગયું. એ વૃક્ષો, ડાળીઓ, પાંદડાં, વેલીઓ, એ ભૂમિ....ને મીરાંએ એનાં પદો ગયાં. ત્યાં પણ એ 'મનમોહના' એમને મળી ગયો. "બિન્દ્રાબનકી કુંજ ગલિનમેં આંખ લગાય ગયો મનમોહના," "બાઈ, મૈં તો ગોવિંદો લીનો મોલ," "બસો મોરે નૈનનમેં નંદલાલ," "આલી રી મેરી નૈનન બાન પડી" વગેરે સુંદર પદો લખાયાં ને ગવાયાં.

વૃન્દાવનથી એ દ્વારિકા પધાર્યાં, ત્યાં શ્રી રણછોડ-રાયજીના મંદિરમાં કીર્તન કર્યાં. ભક્તોની ભીડ જામી, નૃત્ય જામ્યાં, કૃષ્ણના મિલનમાં બધાં તરબોળ થઇ રહ્યાં. મીરાં-બાઈએ આજે નવો વેશ સજ્યો છે; લાલ રેશમી સાડી, સેંથીમાં સિંદૂર, પગમાં ઘૂઘરા, હાથે બાજુબંધ.

પેલી બાજુ મીરાંએ મેવાડ છોડયા પછી ભારે ઉપ-દ્રવ થઈ રહ્યો. ગુજરાતના પાદશાહે ચિતોડ પર હલ્લો કર્યો. વિક્રમાદિત્યે ગાદી ગુમાવી, પછી સંવત ૧૫૯૧ માં એનું મૃત્યુ થયું. ઉદયસિંહ રાજા થયો. એના પર પણ આફતો આવી, એટલે એમણે મીરાંબાઇને તેડવા રાજાના માણસો મોકલ્યા. તે ન ફાવ્યા, એટલે બ્રાહ્મણોએ આવી વિનંતિ કરી, ઉપવાસ કર્યા. મીરાંબાઈનું હૃદય દ્રવ્યું, શ્રી દ્વારિકાનાથજીની રજા માગવા મંદિરે ગયાં....ને ત્યાં આ નવે વેશે મૂર્તિ સમીપ ઊભાં રહ્યાં....પદ ગાયું, ને ગાતાં ગાતાં જ "કૃષ્ણ

કૃષ્ણ મેં કરતીથી તો મેં હી કૃષ્ણ હો ગઇ", એમ એ મૂર્તિમાં એ ભળી ગયાં! પ્રભુ ગિરધરનાગરની બાઈ મીરાં ગિરધરનાગર જોડે એક થઈ ગયાં.

સં. ૧૬૦૩ માં એમણે આમ દેહ છોડયો, ૩૭ વર્ષની નાની વયે.

પણ આ સાડત્રીસ વર્ષમાંયે પોતાનું નામ ભક્ત તરીકે ને કવિ તરીકે કેવું ઊજળું ને અમર કરી ગયાં છે! એમનાં પદો એટલે ત્રણ ચાર કડી; એમાં એક જ વિચાર કે એક જ લાગણીનું ગાન. ભાષા એમના સ્વભાવ જેવી જ સરળ અને સાદી. સ્ત્રી હતાં એટલે સ્ત્રીના જેવી મધુરતા પદોમાં તો પૂરેપૂરી. મીરાંબાઈનાં પદો આજે તો આપણી જીભને ટેરવે રમે છે. રેડિયો અને વાજાંથાળી પર, કોઇ મધુર કંઠમાંથી ટપકતાં એ પદો સાંભળીએ છીએ ત્યારે ઘડીભર ડોલી નથી ઊઠતાં આપણે ? અને પછી વિચાર આવે છે કે આજથી ચારસો વર્ષ પર રચાયેલાં આ ભક્તિગીતોમાં કેવી અજબ શક્તિ ભરી છે!

એક પછી એક પદોમાં પોતાનું દિલ ઠાલવતાં જતાં મીરાંબાઇએ ગુજરાતી ભાષાને કેવો રૂપાળો શણગાર સજાવ્યો છે!

મીરાં હરિની લાડલી તો ખરી જ; પણ એ જ મીરાં આપણીયે લાડલી છે જ તો!

## અખો

**ધરતી** પર એરણ મૂકી, હાથમાં હથોડો લઇ, ધડાધડ ટીપતો આ કોણ બેઠો છે? કવિતાદેવીની વીણાના તાર તોડી નાખીને આ માણસે એ વીણાને દૂર ફંગોળી દીધ઼ છે. ને તેથી કવિતાદેવીના મોં પર દુઃખ દેખાય છે. કો છે એવો એ?



એ છે સોની, જ્ઞાતિએ પરજિયો સોની. લોકો એને અખા ભગત કહે છે.

સં. ૧૬૪૯ની આસપાસ, અમદાવાદ પાસે આવેલા ગામ જેતલપુરમાં એ જન્મે છે. એની મા, એના બાળપણમાં જ મરી

ગઈ છે. પિતા અખાને બચપણમાં પરણાવે છે, ને પછી પોતાના નાના કુટુંબને લઈ એ અમદાવાદમાં આવીને રહે છે. આજેય ખાડિયામાંની દેસાઇની પોળમાં, અખાના ઓરડા તરીકે એ મકાન જાણીતું છે.

સોળમે વર્ષે અખો અમદાવાદ આવ્યો ને વીસમે વર્ષે એના પિતા મૃત્યુ પામ્યા. પછી એક નાની બહેન ને એની પાછળ એની પત્ની પણ ગયાં! અખો ફરી પરણ્યો, પણ નસીબ બે ડગલાં આગળ તે બીજી પત્ની પણ મરી ગઈ. અખાના મનમાં ખેદ થયો, દિલ ઘવાયુ, સંસાર પરથી એની માયા ઊઠી ગઈ.

ને વળી એક બે બીજી વાત પણ એવી જ બની કે બધું તોડી ફોડી, વેચી સાટી, હાથ ખંખેરી નાખી, અખો ગુરુની શોધમાં નીકળી પડ્યો.

વાત આમ હતી. નાની બહેન મરણ પામી પછી પડોશમાં રહેતી એક બાઇને પોતાની બહેન માની એ મન મનાવવા લાગ્યો. એ બહેને અખાને ત્યાં ૩૦૦ રૂપિયા થાપણ મૂક્યા. થોડા વખત પછી એને થયું રૂપિયા ઉપાડી લઉં. પણ ભાઈ પાસે માગે કેવી રીતે? એણે કહ્યું : 'અખાભાઈ, મારા રૂપિયાની એક સોનાની કંઠી કરી આપો તો ?'

અખાએ કહ્યું, 'સારુ.' ને ગાંઠના સો રૂપિયા ઉમેરી એણે સરસ એવી કંઠી ઘડી. બહેનને થયુ, 'સોની તો સગી બહેનનુ ચોરે ને અખાએ એમ મારામાંથી નહીં

ચોર્યું હોય એની શી ખાતરી ?' એણે જઈને બીજા સોની પાસે કસ કઢાવ્યો. સોનીએ કહ્યું : 'ભાઈ આમાં જરાય ભેળ નથી; ને કંઠીની કિંમત ૪૦૦ રૂપિયા જેટલી થાય.' જ્યાં કાપ મુકાવી કસ જોવડાવેલો તે ભાગ પાછો ઝેરાવવાને બાઇ અખા કને આવી. એણે કહ્યું : 'ભાઈ, જોને ઊંદર મારી કંઠીનો આ ભાગ ટોચી ગયા છે; સરખો કરી આપો ને!' અખો કાંઈ મૂરખ ઓછો હતો? એ સમજી ગયો કે જેને હું મારી બહેન જેવી ગણું છું એને પણ મારામાં અવિશ્વાસ આવ્યો છે. એનુ દિલ ખાટું થઈ ગયુ.

બીજી વાત બની ટંકશાળની. જહાંગીરે અમદાવાદમાં ટંકશાળ સ્થાપી હતી. અખો તેમાં નોકરીએ રહ્યો, ને ધીમે ધીમે એનો ઉપરી બન્યો. કોઈક ઝેરીલા જાતભાઇઓએ અમલદારને ચાડી ખાધી કે અખો સિક્કાઓમાં હલકી ધાતુઓ ભેળવે છે. સૂબાએ અખાને નાખ્યો કેદમાં. પછી તો અદાલતમાં વાત પહોંચી, અખો નિર્દોષ જાહેર થયો. પણ આની અસર એના મન પર બહુ ખરાબ થઈ. હવે તો સંસારમાંથી એનુ મન તદ્દન ઊઠી ગયું.

બધું છોડીને અખો નીકળી પડે છે. ફરતાં ફરતાં આવે છે ગોકુળ–મથુરાં. ત્યાં શ્રી ગોકુળનાથજી પાસેથી વૈષ્ણવની કંઠી બાંધે છે. થોડો સમય ત્યાં રહે છે. પોતે જ્ઞાની છે એટલે ભક્તિના માર્ગમાં એને બરાબર ગોઠતું નથી. ગુરુ કરે છે, પણ મનનો વિચાર તો નગુરાનો જ રહે છે!

'ગુરુ કર્યા મેં ગોકુલનાથ,
નુગરા મનને ઘાલી નાથ,
મન મનાવી સગુરુ થયો,
પણ વિચાર નગુરાનો નગુરો રહ્યો.'

થોડાક બની બેઠેલા ગુરુઓ સામે એ રોષ પણ ઠાલવે છે, તિરસ્કારથી:

'પોતે હરિ નહીં જાણે લેશ,
કાઢી બેઠો ગુરુનો વેશ,
સાપને ઘેર પરોણો સાપ,
મુખ ચાટી ચાલ્યો ઘેર આપ,
એવા ગુરુ ઘણા સંસાર,
તે અખા શું મૂકે ભવપાર?'

અને જુદા જુદા ધર્મગ્રંથો પણ અંદર અંદર ઝઘડા કરી, એક જે કહે તેનો બીજો વિરોધ કરે એવું કહે છે ત્યારે અખો તેને પણ બે સંભળાવે છે:

'ખટદર્શનના જૂજવા મતા,
માંહોમાંહે ખાધી ખતા,
એકનું થાપ્યું બીજો હણે,
અન્યથી આપને અદકો ગણે,
અખા એ જ અંધારો કૂવો,
ઝઘડો ભાંગી કોઈ ન મૂવો.'

એના મનને જે જોઇએ છે તે મળતું નથી. એટલે એ વળી ગોકુળ-મથુરાંથી કાશી ગયો. કાશીના મણિકર્ણિકાના ઘાટ પર, એક ઝૂંપડામાં એક જ શિષ્યને વેદાંત ભણાવતા એક સંન્યાસીને એણે જોયા. અખો ઝૂંપડાની પાછલી બાજુ બેસી આ સાંભળવા લાગ્યો. રોજરોજ આવે; ને રોજરોજ

સાંભળે. એક વરસ આમ ચાલ્યુ ને એને લાગ્યુ કે આ ગુરુ સાચા. પણ હવે જાહેર કેમ થવુ? એક દિવસ એવું બન્યું કે ગુરુ શીખવતા હતા, ત્યારે અચાનક ચેલાને ઝોકું આવી ગયું. ચેલો હુકારો ન ભણી શક્યો અખાએ પાછળથી હુંકારો કર્યો. ગુરુને અચરજ થયુ. તપાસ કરી. પાછળ બેઠેલા અખાને જોયો. બોલાવ્યો. પૂછ્યુ અખાએ આખી વાત કહી ગુરુ પ્રસન્ન થયા, ને દીક્ષા આપી ને પછી અખો વેદાંત ભણ્યો, ને પાછળથી 'અખેગીતા'મા એણે લખ્યુ : 'ગુરુ વિના હરિ નવ મળે'

પછી તો એની શક્તિ ખીલી અને એ કવિતા રચવા લાગ્યો. જ્ઞાનનો માર્ગ એણે બતાવ્યો ને દુનિયાના દંભને ચીર્યો અનુભવબિંદુ, કૈવલ્યગીતા, ગુરુશિષ્ય સંવાદ, ચિત્તવિચાર સંવાદ, બ્રહ્મલીલા, પંચીકરણ, સંતપ્રિયા વગેરે ખંડકાવ્યો, ને બાકી છૂટા કવિત, છપ્પા, સાખીઓ, માસ, વાર, દુહા-પરજિયા ને પદો તો કેટલાય લખ્યા.

યાત્રાઓ કર્યા પછી જ એણે આ બધાં કાવ્યો લખવાનું—જોરશોરથી લખવાનું શરૂ કર્યું છે. ત્રેપન વર્ષ સુધી એ હરિનામના જપ કરે છે, છતા હરિનું શરણુ હજી એને મળ્યું નથી એ વાત એ 'કુટકળ અંગ'માં આમ કહે છે ·

"તિલક કરતાં ત્રેપન વહ્યાં,
જપમાળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાક્યા ચર્ણ,
તોયે ન પહોંચ્યા હરિને શર્ણ"

પણ કાશીમા ગયા પછી એની વેદના ઘટી છે, ત્યાં એને જ્ઞાન મળે છે, ને એ વાત એની કવિતામાં અનેક ઠેકાણે દેખાય છે. એની કવિતા તો અખાએ જાતે મેળવેલા અનુભવના રંગવાળી જ્ઞાનમાર્ગની ગજબ કવિતા છે! અખાની પહેલાં કે અખાની પછી થયેલો કોઈ જ્ઞાની કવિ અખાના પેંગડામા પગ ઘાલી શકે એમ નથી

ગુજરાતી તો અખાની ભાષા, એટલે એમા તો એ લખે જ, પણ એણે વળી હિન્દી અને વ્રજભાષાની છાટવાળી તે વખતની હિન્દી ભાષામા પણ કવિતા રચી છે, ને સારી રચી છે. હિન્દી કવિઓથી એ નબળી પણ નથી જુઓ :

"મન રીઝાવન વેદવિદ્યા સબ,
મન રીઝાવન ચૌદ વિદ્યારી,
મન રીઝાવન પાટ પટંબર,
મન રીઝાવન મહોલ્લ અટારી;
મન રીઝાવન તાપ તપે સબ,
મન રીઝાવન હોય બ્રહ્મચારી,
મનકું મેટ મનાતીત પાવે,
સો તો અખા હે ગુરુકલ ન્યારી"

જાણે પૂરમા ચડેલી નદીને બે હાથથી વીંઝતો વીંઝતો કોઈ અજબ તરવૈયો આગળ ને આગળ ધસ્યો જાય છે, એવો અખો લાગે છે.

અખો ક્યારે મરણ પામ્યો તે જાણવાનુ કોઈ સાધન કમનસીબે મળતું નથી. આમ છતા, એમ મનાય છે કે ૧૭૩૦–૩૧ ની આસપાસ તેણે દેહ છોડયો હોય.

આવો હતો અખો. એનું મૂળ નામ અક્ષયદાસ. એના પિતાનું નામ રહિયો. અખાનું એક ચોખ્ખું રૂપ આપણા મનમાં આ રીતનું ઊઠે છે:

એ કવિ છે, જ્ઞાની કવિ છે. ઘણીવાર સહેલાઈથી સમજાય તેવી, ને ઘણીવાર 'અખાએ વાઝ્યો ડખો' કહેવાનું મન થાય તેવી, ન સમજાય એવી કવિતા એ લખે છે. પગ થાકી જાય એટલી એણે યાત્રા કરી છે. યાત્રા કરતાં કરતાં એણે જગતને જોયું છે, જાણ્યું છે. જે ઢોંગી ધર્મગુરુઓ એણે દીઠા છે તેના પર ચીડ ઠાલવી છે, ને કહ્યું છે કે, 'ભાઈ, તારે કંઠે પહાણો છે, તું જાતે તરી શકવાનો નથી તો બીજાને ક્યાંથી તારવાનો હતો ? હોંશથી ગુરુ થઈને બેસી તો ગયો, પણ મન તો માયામાં ફર્યા કરે છે તેનું શું ?'

સમાજના સડા સામે પોતાનો હથોડો ઉપાડતાં પણ એ અચકાયો નથી. એનાં "અંગો" માં વેશનિંદા અંગ, આભડછેટ અંગ, દંભભક્તિ અંગ, જ્ઞાનદગ્ધ અંગ, વેશવિચાર અંગ, અજ્ઞાન અગ, કુટકળ અંગ વગેરેમાં એણે સમાજના દંભ પર કેવું લખી નાખ્યું છે! સંસ્કૃત ભાષા પર મદાર રાખનારને પણ એણે સંભળાવ્યુ છે: 'ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર.'

હૃદયનો એ પાકો વૈષ્ણવ છે, હરિમાં એને પૂરેપૂરી શ્રદ્ધા છે. એ ગાય છે:

'હરિ પામવા સૌ તપ કરે,
અખો હરિમાં મેળે ફરે.'

ને એટલું જ શા માટે? એને તો હરિ ઠેર ઠેર દેખાય છે. એ તો ચાલે છે ને એના હાથ હરિને અડકે છે: એ કહે છે: 'હીંડતાં લાગે હરિને હાથ!'

ગુરુ માટે–સાચા ગુરુ માટે અખાને ભારે પ્રેમ છે, માન છે. 'સેવો હરિ–ગુરુ–સંતને' એવું તો એ વારંવાર કહ્યા કરે છે. એને મન ગુરુ ને ગોવિંદ જુદા નથી. કેટલીક વાર તો એવું લાગે છે કે પ્રભુ જ એના ગુરુ છે.

અખો ભક્તિ અનુભવે છે, જ્ઞાન સમજે છે, વૈરાગ્યને પારખે છે, ને એ ત્રણેનાં જળ ઝીલી એમાં પોતાની રસિકતા અને બુદ્ધિનું તેજ ભેળવી, સરિતા વહાવે છે. એ સરિતા વહી જ જાય છે–કદીક નાને સ્વરૂપે, કદીક મોટી થઈને. સૈકાં થયાં ગુજરાતના કવિતાશોખીનો એમાં નાહીને પવિત્ર થાય છે, ને જગતની દોરંગી લીલા દેખી દુખી થયેલા એ સોનારા અખામાંથી નવે રૂપે જન્મેલા 'હરિમાં આપમેળે ફરનાર' ભક્ત અખાને જોઈ આશ્ચર્ય અનુભવે છે.

કથાકાર

## ભટ પ્રેમાનંદ

એના નામથી કોણ અજાણ્યું છે? જૂની કવિતા વાંચીએ છીએ તેમાં નરસિંહ, મીરાં, અખો જેમ તુરત મોંએ ચડી જાય છે, તેમ જ એનું નામ પણ તુરત સાંભરી આવે છે.

એ સરસ કવિતા લખી જાણે છે; વળી ગાઈ બજાવી પણ જાણે છે; રામાયણ, મહાભારત, ભાગવત, પુરાણો વગેરે એણે વાંચ્યાં છે, ને વાંચ્યાં છે એટલું જ નહીં, પણ એમાંની રસ ઉપજાવે એવી વાતોને એણે પોતાની રીતે, પોતાની ભાષામાં, લોકોને રસ પડે, સાંભળવું ગમે એ રીતે રજૂ કરી છે.



નાની મોટી સત્તાવીસ કૃતિઓ એણે જ રચી છે એમ હવે નક્કી કહી શકાય. એ સત્તાવીસમાં આ નામ તો કોણે નહીં સાંભળ્યાં હોય? અભિમન્યુઆખ્યાન, ઓખાહરણ, મામેરું, નળાખ્યાન, દશમસ્કંધ, રણયજ્ઞ, શ્રાદ્ધ, સુદામાચરિત, હૂંડી ને નરસિંહના પુત્રનો વિવાહ.

ઓળખ્યો એને? એ છે પ્રેમાનંદ ભટ કે વિપ્ર પ્રેમાનંદ. કોણ જાણે કેમ, પણ આવાં સરસ કાવ્યો રચનારો એ, પોતાને 'કવિ' કહેવડાવતો જ નથી!

પ્રેમાનંદ જ્ઞાતિએ નાંદોરા ચોવીસા બ્રાહ્મણ હતો. એના પિતાનું નામ હતું કૃષ્ણરાય. એ વડોદરાનો વતની, પણ ધંધો એણે અપનાવેલો આખ્યાન રચનાર અને ગાનારનો એટલે વડોદરા મૂકી, એ સુરત અને નંદરબાર પણ જતો. એની ગાવાની રીત સૌને ગમી જાય એવી તો હશે જ: લોકોને કેમ રાજી કરવા એની આવડત એનામાં હતી એ વાત તો એનાં આખ્યાનો વાંચીએ છીએ કે તુરત સમજાઈ જાય છે એમાં એનું વસ્તુ કેવું, એનાં પાત્રો કેવાં, એનાં વર્ણનો કેવાં, એની રસજમાવટ કેવી, એની ભાષા કેવી, એનું 'ગુજરાતીપણું' કેવું! એ માટે જ એની કવિતા વિશે લખનારાઓ કહે છે ને કે રમની બાબતમાં એના પેંગડામાં પગ ઘાલનારો બીજો કોઈ કવિ થયો નથી!

એની જન્મતારીખ વિશે જાતજાતના તુક્કા રજૂ કરાય છે, પણ એ બધા પરથી આપણે એટલું કહી શકીએ કે સં. ૧૭૦૫ થી ૧૭૭૦ એટલે ઈ. સ. ૧૬૪૯ થી ૧૭૧૪ સુધી એનો જીવનકાળ ગણવામાં વાંધો નથી.

એને વિશે કેવી જાતજાતની દંતકથાઓ, વાયકાઓ, કલ્પનાઓ વહેતી થઈ ગઈ છે! કોઈ કહે છે એનાં માબાપ નાનપણમાં મૃત્યુ પામ્યાં હતાં. ચૌદ પંદર વર્ષની ઉંમર સુધી એ તદ્દન જડ જેવો હતો, પછી કોઈ સાધુએ એને આશીર્વાદ આપ્યો ને એ કવિતા લખવા મંડ્યો. સાધુ પાસે એ વહેલો ગયો હોત તો એ સંસ્કૃતમાં લખી શકવાની શક્તિ મેળવતે, પણ મોડો પડ્યો એટલે ગુજરાતીનો કવિ થયો.

કહે છે કે રામચરણ નામે એને ગુરુ હતા. એમણે એને સંસ્કૃતને બદલે ગુજરાતીમાં લખવાનું કહ્યું હતું એને માટે બીજી એક બહુ જાણીતી વાત એવી છે કે ગુજરાતી ભાષાની કોઈ કિંમત જ કરતું નહીં, એટલે એને બહુ દુઃખ થતું. એણે એકવાર નિશ્ચય કર્યો કે જ્યાં સુધી, બીજી ભાષાઓની સરખામણીમાં ગુજરાતી ભાષા ઊભી રહી ન શકે ત્યાં સુધી હું માથે પાઘડી નહીં પહેરું! આવી બધી કથાઓ પ્રેમાનંદના કહેવાતા પુત્ર વલ્લભના આખ્યાનોમાં મળી આવે છે, પણ મઝાની વાત તો એ છે કે પ્રેમાનંદને એવો કોઈ વલ્લભ નામનો પુત્ર હતો જ નહીં!

પ્રેમાનંદને સંસ્કૃતમાં કથાઓ કહેતા પુરાણીઓ સાથે ઝઘડો થયેલો એમ વાત ચાલે છે, તે પણ આવી જ ખોટી છે. આ સાથે પ્રેમાનંદને લગભગ સો શિષ્યશિષ્યાઓનું વૃન્દ હતું એવી વાત પણ ચાલતી આવે છે; ને વળી તેમાં એવું પણ કહેવામાં આવે છે કે એમાં જે મુખ્ય હતાં તેમને તેમની શક્તિ પ્રમાણે પ્રેમાનંદે કંઈ કંઈ લખવાનું સોંપ્યું હતું.

એના શિષ્યોમાં વલ્લભ, વીરજી, રત્નેશ્વર, સુંદર,

હરિદાસ, દ્વારકાદાસ વગેરે કવિઓ હતા—એ વાત પણ ઉપલી વાત જેવી જ બનાવટી છે. અને પ્રેમાનંદને લગતી બીજી મોટી બનાવટ તો એ છે કે એણે ન લખી હોય એવી કેટલીયે કવિતા અને ત્રણ નાટકો પણ એને નામે ચડાવી દેવામાં આવ્યાં છે. આ બધી કલ્પનાથી ઉપજાવેલી વાતોમાં કેમ વિશ્વાસ મૂકી શકાય ?

પણ લોકોનું તો એવું કે કોઈને તે હોય તે કરતાં મોટો બનાવી દેવા માટે એની આસપાસ આવી બધી દંતકથાઓ એટલે અડધી સાચી, અડધી ખોટી વાતો ગોઠવી કાઢે. બાકી હા, એક વાત સાચી કે પ્રેમાનંદે ખૂબ લખ્યું છે અને તેમાં કેટલુંક ઘણું સરસ છે.

આ લોને એનું ‘સુદામાચરિત’. કેવું દરિદ્ર છે બિચારા સુદામાનું ઘર; કેવી છે એની પત્ની ને કેવાં છે છોકરાં ! ઘરમાં ખાવાનુંયે નથી. એટલે સુદામા જાય છે દ્વારિકાં, શ્રીકૃષ્ણ પાસે. ત્યાં બે વચ્ચેની દોસ્તીનું વર્ણન, કૃષ્ણ, સુદામાની ખબરઅંતર પૂછે છે: ‘ભાભી અમારાં વઢકણાં, તે શું લોહીડું શોષે ?’ એમ કહીને સુદામાની તબિયત પૂછે છે તેનું વર્ણન, સુદામા તાંદુલ સંતાડે છે ને કૃષ્ણ એની પોટલી પરાણે ખેંચે છે તે વર્ણન, વિદાય થતી વેળા સુદામાની લાલચનું વર્ણન, પોતાને ગામ પાછા ફર્યા પછી પોતાની પત્નીને ન ઓળખી શકતાં અને પારકાની પત્નીને અડકી જવાના ભયથી મૂંઝાતા ઋષિનું વર્ણન—આ બધું ‘સુદામાચરિત’ માં પહેલેથી છેલ્લે સુધી આપણને પણ હસાવ્યા જ કરે છે.

પોતાના જમાનાના ગુજરાતનાં પાત્રો હોય તે રીતે જ રજૂ કરે છે. લોકોને એમાં રસ પડે છે. દેવદેવીઓ અને એ રાજાઓ અને એ ભક્તો બધાં જ ગુજરાતી બનીને આવે છે! આપણા જૂના કવિઓમાં સૌથી વધુ ગુજરાતી કવિ કોઈ હોય તો તે પ્રેમાનન્દ.

લોકોના મનને ખુશ કરવા ને પોતાના ઉદરનિમિત્તે એ આખ્યાનો રચે છે; અને ખરેખર લોકો એ આખ્યાનો આજેય હોંસેહોંસે સાંભળે છે, વાંચે છે, અને અઢીસો વર્ષ પર થઈ ગયેલા આ મોટા કવિને શ્રદ્ધાપૂર્વક, માનપૂર્વક યાદ કરે છે!

શિવજીનો સેવક

## સામળ ભટ

"**આ** બોલતા પોપટ, ઊડતા પલંગ, જાદુઈ ઘોડા, અને ઈલમી લકડી....અને આ સ્ત્રીઓ : ઘોડે ચડીને ફરે, નિશાનબાજી કરે, તરે ને લડે, શેતરંજ, ચોપાટ ને સોગઠાંબાજીએ ખેલે, કોયડા–ઉખાણાંમાં ભલભલાને પાણી પાઈ દે"

"હા, હા, પણ કોની વાત કરો છો આ?"

"કવિની! આપણો સામળ ભટ. ગુજરાતનાં ગામડાંના અભણ લોકોને એણે એવો તો વાર્તાનો ચટકો લગાડેલો કે વાત ના પૂછો!"



તો સાંભળો. એનું નામ સામળદાસ. એ કવિતા લખે, સામળદાસને નામે; કવિ સામળ, ભટ સામળ એમ જુદેજુદે નામેય લખે. પણ એની કવિતામાં બીજા કવિઓ કરતાં કંઈક જુદું જ લાગે. એ કાંઈ ભક્તિ ને ધર્મની જ વાતો ન કર્યા કરે. એ તો સંસારની કવિતા રચે, માણસના મનમાં પેસી એની વાતો કરે, માણસની બુદ્ધિ અને ઇચ્છામાં કેવી શક્તિ રહેલી છે તે બતાવે, એ કવિતા એ ગાય કણબીઓ પાસે. ધર્મને નામે કવિતાનું કારખાનું એને ચલાવવું પડે એવું નહોતું; એટલે એણે તો સંસ્કૃતમાંથી, હિન્દી તથા વ્રજભાષાનાં પુસ્તકોમાંથી ને જૈનોના સાહિત્યમાંથી પોતાને ગમ્યું તે ઉપાડ્યું અને પોતાની રીતે તેને સરસ રીતે સજાવી, વાર્તાસ્વરૂપે કવિતામાં ગાઈ બતાવ્યું."

"એણે કઈ કઈ કવિતા લખી છે ?"

"ઘણી લખી છે; નામ 'નંદબત્રીસી', 'મદનમોહના', 'પંચદંડ', 'સૂડાબહોતેરી' 'અંગદવિષ્ટિ', 'રાવણ-મંદોદરી સંવાદ', 'વિનેચંદની વાર્તા', 'વૈતાલ પચ્ચીસી', 'સિંહાસન બત્રીસી', 'પદ્માવતીની વાર્તા'; આ ઉપરાંત 'શિવપુરાણ માહાત્મ્ય' લખ્યું છે, 'કૃષ્ણજન્મનો ગરબો' લખ્યો છે, 'રણછોડજીના શલોકા' લખ્યા છે. એમ સમજોને કે એણે આશરે છવ્વીસ પુસ્તકો લખ્યાં છે, એમાં આ બધાં આવી જાય. એની વાર્તાઓમાં એ એવું બધું લાવતો કે લોકોનાં મન લહેરે ચડી જાય ને અચરજમાં ડૂબી જાય. સમાજના

રીતરિવાજો અંગે લોકોને કેળવવાનું કામ એણે ખરું કરી બતાવ્યું છે."

"પ્રેમાનંદ કવિએ નહીં ?"

"પ્રેમાનંદ કરતાં સામળ જુદો પડે છે. સામળની વાતોનો નેતા કોઈ દંતકથામાંથી કે સ્વર્ગમાંથી આવતો નથી. એ ઘણી વાર વાતો કરે છે રાજા વિક્રમની. એ પ્રજાની વચ્ચે ફરે છે; એનાં સુખદુઃખ તપાસે છે; પોતે દુઃખ વેઠે છે, મુશ્કેલી ભોગવે છે કારણ એ 'પરદુઃખભંજન' છે આગળ જઈએ તો એની પાત્રોની દુનિયા જુઓ. એનાં સ્ત્રીપુરુષો નાતજાતના ભેદ વગર પરણે છે. એકમેક માટે આકર્ષણ થાય, પ્રેમ થાય અને પછી માબાપની મરજી ન હોય તો પણ એ પરણવાનાં જ—એવાં એ શૂરાં છે, તો વળી આખું જીવન કુંવારી રહે એવી સ્ત્રીઓ પણ એણે સર્જી છે! સ્ત્રીઓ પરણે છે, પણ તેય પુરુષોની બરાબર પરીક્ષા કરી, તેમાં એ 'પાસ' થાય તો જ, નહીં તો નહીં."

"આવું તો અખો, પ્રેમાનંદ, નરસિંહ, મીરાં કોઈમાં આવતું નથી!"

"એ જ ખૂબી છે ને! એ જ રીતે સામળ બીજા કવિઓ કરતાં જુદો પડે છે. વળી એનાં કાવ્યોની બીજી ખૂબી પણ છે. એ કાવ્યમાં વાર્તા કહેતો હોય તેમા વારંવાર નાની મોટી આડકથાઓ મૂકતો જાય; વર્ણનો કરતો જાય. દાખલા તરીકે બે જણ ઘર બહાર નીકળે ત્યારે રસ્તે એમને શુકન થાય તો કવિ શુકન ને અપશુકન વિશે લાંબું વર્ણન કરવા બેસી જાય. ઉપરાંત સામળ ભટ એના સાંભળનારાઓ

માટે થોડા હિતને ઉપદેશ પણ કરે; કલ્પનાનો ચમત્કાર બતાવે, એમા સમસ્યા–ઉખાણા મૂકે, તો કદીક સંસારનું ડહાપણ જેમા દેખાતું હોય એવા નમૂનાઓ જેવા છપ્પા પણ લખે

"જુઓ, 'નંદબત્રીશી'માથી થોડા દોહરા, ચોપાઈ ને છપ્પા સંભળાવું છુ. પહેલી ચોપાઈ છે રાતે કોણ જાગે તેને વિશે.

"જાગે જે કોઈ ધનનો ધણી,
જાગે જેને ચિંતા ઘણી,
જાગે જેના ઘરમાં સાપ,
જાગે દીકરીઓના બાપ.
જાગે જેને માથે વેર,
જાગે જેહ કરે બહુ કેર,
જાગે જેના દેહમાં રોગ,
જાગે જે કોઈ સાધે જોગ."

અને આ બીજી ચોપાઈ જુઓ :

"વાડ થઇને ચીભડાં ગળે,
સોંધી વસ્તુ ક્યાંથી મળે ?
રાજા થઇને લૂટી લેય,
પ્રજા કોણ આગળ જઈ કહેય ?
રાજા પ્રજાને દુખ જ દે,
તો તે આગળ નહિ સુખ લે;
મોટા જો કરે કૂડાં કાજ,
તો નહિ પામે રૂડાં રાજ."

અને આમ ને આમ એ ખીલતો જાય ને ખિલાવતો જાય–કવિતાને ને સાભળનારને. કોઈક વાર વળી એ શબ્દોની

અડજામકમાં ચડી જાય છે તે આવું ' અંગદવિષ્ટિ "માં આવે છે તેવુંય લખી દે. અંગદ રાવણ વિશે કહે છે :

" ઘોડલા જોડલા ટોડલા એહના,
પોળિયા પોળ પરચંડ પાળ,
મેડિયાં, ઉરિયાં, માળિયાં, જાળિયાં,
રાવણા કેરલા રખવાળ;
રોળિયે, ઢોળિયે, નીરમાં બોળિયે,
ચોળિયે એહના ચિત્તચાળા,
પ્રતાપ એ નામનો, હુકમ હોય રામનો,
લંક બાળી કરું સ્તંભ કાળા."

અને આ અંગદ રાવણ પાસે પહોંચે છે ત્યારે રાવણ એને કહે છે :

" માંકડા, રાંકડા, જા ઘેર જીવતો,
વાંકડા, ફાંકડા બોલ કેવા ?
કાયા તણા કટકડા કોડ કરાવશે,
વનેચરા પાસથી લાણ લેવા."

સામળની ભાષા તદ્દન સાદી, સરળ ને છતાં સચોટ છે. એ પોતે જ કહે છે : સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક.

" એનાં જુદાં જુદાં કાવ્યો પરથી વિચાર કરીએ તો એનાં જન્મમરણ વિશે એક વાત નક્કી કહી શકાય કે એનો જન્મ સંવત ૧૭૪૦ પછી, અને મરણ સંવત ૧૮૦૦ પછી થયું હશે. કોઈક એના જન્મનું સંવત ૧૭૪૦ મૂકે છે ને મરણ સંવત ૧૮૨૫ પછી મૂકે છે. સામળ ભટ શ્રીગોડ માળવી બ્રાહ્મણ હતો; એના પિતાનું નામ વીરેશ્વર,

માનું નામ આનંદબાઇ અને ગુરુનું નામ નાના ભટ હતું. એ સામવેદી સ્માર્ત બ્રાહ્મણ હતો."

"પણ એનુ જન્મસ્થાન ક્યા?"

"એ જન્મેલો અમદાવાદમા (શ્રીનગર કહેવાતું); સાબરમતીની દક્ષિણે આવેલા વેગણપુર (બેગમપુર છે તે જ) પરામાં એ રહેતો. આ કવિ ઘરેઘરે એવી કીર્તિ મેળવતો ગયો કે એને વિશેની વાત માતર પરગણાના સિંહુજ ગામના વારુણ વંશના લેઉઆ કણબી રખીદાસને કાને પહોંચી અને એણે સામળ ભટને સિંહુજ તેડચા. સામળ ભટ પોતે એની નોંધ આ પ્રમાણે કરે છે:

"માતર પ્રગણામાં રવિ,
સિંહુજ સકળ શુભ ગામ,
કણબી કરણ સમો વસે,
રખિયલ રૂડું નામ."

અને એ કણબીની એ પોતે 'રખીદાસ છે ભોજ સમો, સકળ શાસ્ત્રનો જાણ' કહીને ઓળખાણ આપે છે.

રખીદાસ તરફથી આશરો મળ્યો, ખેતરો મળ્યાં ને એની ઊપજમાંથી જે કાંઈ આવતું તેમાંથી સામળ ભટનું ગાડું સારી રીતે ગબડવા લાગ્યુ. રખીદાસ તરફથી આવી મમતા ને લાગણી સામળ ભટને મળ્યાં એટલે કુદરતી રીતે સામળ ભટ્ટે કવિતામાં એનાં ભારે ગુણગાન કર્યાં છે, ને એને રાજા ભોજ તથા દાનેશ્વરી કર્ણ જોડે સરખાવ્યો છે. રખીદાસની પાસે જ રહીને સામળ ભટ્ટે 'સિંહાસન બત્રીસી' લખેલુ અને રખીદાસના દીકરા નવેરને રીઝવવાને 'સૂડાબહોતરી' લખેલુ."

"આવી રીતે કવિતાનો ઉપયોગ કોઈની ખુશામત કરવામાં કવિ કરી શકે ખરો ?"

"સામળે કાંઈ કવિતામાં ખુશામત કરી છે એવું નથી. એણે તો રખીદાસ તરફથી પોતાને મળતી મદદ માટે એનો જાહેરમાં આભાર માન્યો છે એટલું જ. સામળે કાંઈ રખીદાસ પર જ કાવ્યો નથી રચ્યાં ને નથી ગાયાં બજાવ્યાં."

"હા, એ સાચું."

"અને એની કવિતા ગમે તે રીતે લખાઈ હોય, છતાં એમાં-સરસ કલ્પના, સુંદર વર્ણનો, ઉમદા બોધ ને બુદ્ધિની ચતુરાઈ પણ પૂરતાં છે એની તો કોણ ના કહેશે ? એના એ છપ્પા તો છપ્પા જ છે. તમે જાણો છો ને, આપણે નરસિંહનાં પરભાતિયાં કહીએ છીએ, મીરાંનાં પદ કહીએ છીએ, ધીરાની કાફી, દયારામની ગરબી, ભોજાના ચાબખા વગેરે કહીએ છીએ તેવી જ રીતે આપણા ગુજરાતી સાહિત્યમાં છપ્પા તો સામળ ભટના જ. એક કવિએ તો એને માટે લખ્યું છે કે :

"છંદ ચંદ, પદ સૂરકે, દૂહો બિહારીદાસ,
ચોપાઈ તુલસીદાસકી, છપ્પય સામળ ખાસ."

આ છપ્પાઓમાં એણે જે દૃષ્ટાંતો ટાંકયાં છે, એ તો ગજબ છે. અને ખરેખર કેટલીક વાર તો, એની કવિતાની થોડીથોડી લીટીઓ તો કહેવત જેવી બની ગઈ છે."

"દાખલા તરીકે ?"

"દાખલા તરીકે, ઉપર એક ચોપાઈમાં લીટી આવીને,

'વાડ થઈને ચીભડાં ગળે' એ ગણી શકાય. બીજા દાખલા આ રહ્યા: 'જીવતો નર ભદ્રા પામશે,' 'વેળુમાં વહાણ કેમ ખેડાય?', 'પેટ કરાવે વેઠ', 'લક્ષ્મી તેને લીલા લહેર', 'ગરજે ગોથાં ખાય,' 'ગાજ્યા મેહ વરસે નહીં' અને આ બે લીટી તો જુઓ: માણસના યૌવન વિશે અને એના મરણ વિશે એ કેવી રીતે વાત કહી જાય છે! એ લખે છે:

'ઉજ્જડ ખેડાં ફરી વસે, નિર્ધનિયાં ધન હોય,
ગયાં જોબન આવે નહીં, મૂઆ ન જીવે કોય.'

આપણે વાંચીએ અને વાંચતાં સાથે જીભે ચડી જાય એવી આ લીટીઓ નથી?"

"છે જ વળી. અખામાં પણ આપણને એવી લીટીઓ મળી હતી, નહીં?"

"હા, પણ અખો અને સામળ બે જુદી જ જાતના કવિઓ છે. પ્રેમાનંદ પણ વળી એ બેથી જુદા. છતાં એક વાત કહેવી પડશે કે સામળ ભટે પોતાની વાર્તાઓથી એક નવો જ ચીલો આપણા એ સમયના સાહિત્યમાં પાડયો છે. અખો જ્ઞાનની વાતો કરતો હતો, ને પ્રેમાનંદ રામાયણ, મહાભારત વગેરેમાંથી વાતો ઉપાડી આખ્યાનો લખતા, ગાતા હતા, ત્યારે લોકોની કલ્પનાને ચગાવે, એમને રસ લગાડે, રમૂજ પમાડે, અચરજ જગાડે, ઉપદેશ આપે એવી કવિતા તો સામળની જ. પોતાના જમાનામાં એણે જે કર્યું છે તે ખરેખર આજે આપણને પણ ઘડીક આશ્ચર્યમાં નાખી દે એવું છે."

## દાસ દયો



**નરસિંહ**, મીરાં, અખો, પ્રેમાનંદ ને સામળ—આ પાંચ દીવાઓ પછી જૂના ગુજરાતી સાહિત્યમા સૌથી વધુ ઝળકતો દીવો છે દયારામ

દયારામ ભક્તકવિ છે—વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણનો. જમુનાતટનો એ તોફાની ગોવાળિયો, ગોપીઓને રંજાડતો, તેમની મહીની મટુકીઓ ફોડી નાખતો, જશોદામાને થકાવતો, વનમાં નિરાંતે હરતોફરતો, કંસનો કાળ ને રાક્ષસોનો ઉદ્ધારક, મુરલીનો બજવૈયો અને શંખનો ફૂંકનારો, ગીતાનો ગાનારો અને ભક્તોની વહારે ચઢનારો શ્રીકૃષ્ણ ભક્ત

કવિઓનો લાડકો છે. દયારામ તો એને પોતાના 'પ્રીતમ' તરીકે જ ઓળખાવે છે!

આ દયારામનાં પણ તોફાન, આ શ્રીકૃષ્ણ જેવાં જ હતાં. રૂડીરૂપાળી કુદરતથી ભરપૂર ગુજરાતની મહાનદી નર્મદાને કાંઠે આવેલું છે ચાંદોદ. આ તીર્થધામમાં કવિ દયારામે બાળપણ વિતાવ્યુ હતું.

મીઠા અવાજે દયારામ ગાય, પાણી ભરવા જતી પનિહારીઓ તે સાંભળે ને એમનાં મન ડોલે; કોઈકવાર વળી તોફાને ચડે તો છાનાંમાનાં એકાદ કાંકરી કોઈકની મટુકી પર તાકે ને તે ફોડે–ને પછી પલાયન! કોઈકવાર પકડાય તો વળી માર પણ ખાઈ લે!

દયારામ જ્ઞાતિએ સાઠોદરા નાગર ગૃહસ્થ. એમના પિતાનું નામ પ્રભુરામ આણંદરામ ભટ અને માતાનું નામ મહાલક્ષ્મી અથવા રાજકુંવરબાઈ. એમનો જન્મ એમના મોસાળ ડભોઈમાં વિ. સં. ૧૮૩૩ (ઈ. સ. ૧૭૭૭) ના ભાદરવા સુદ અગિયારસ પર બારસ–વામન જયંતી–ને શનિવારે. દયારામને ગંગાબાઈ નામની એક નાની બહેન હતી પણ તે નાનપણમાં ગુજરી ગયેલી.

દયારામનાં માબાપ ભારે ભક્ત. ને બહેનના અવસાન પછી દયારામ એમનો એક લાડકો પુત્ર બની ગયેલો. પણ એવા પુત્રનાં તોફાનો વચ્ચે એના હૃદયમાં ભક્તિ જળવાઈ રહે એટલું તો એ બે જણ જોતાં જ. આઠમે વર્ષે એને જનોઈ દેવાયુ. તે જ વર્ષે ગંગા નામની જ એક કન્યા

સાથે એમનો વિવાહ થયો. પણ ગંગા થોડા જ વખતમાં મરણ પામી.

પ્રભુરામ ભટ્ટને એવી ઈચ્છા થઈ કે દીકરાને કાશી મોકલી પંડિત બનાવવો, પણ વિ. સં. ૧૮૪૩ મા ભટ્ટજી ગુજરી ગયા. ૧૮૪૫ માં માતા પણ અવસાન પામ્યાં. દયારામ એકલવાયા થઈ ગયા! સગાંવહાલાં સંભાળ લેવા લાગ્યાં–તેમાં કાકાની દીકરી એક ધનગૌરી હતી; પણ તેય ગુજરી ગઈ; ને પછી તો દયારામે મોસાળ ડભોઈમાં જ છેવટ રહેવાનું રાખ્યુ.

માબાપ તો ગયાં. હવે? ચાલો રખડીએ, ચાલો દેવદર્શન કરીએ, ચાલો લોકો ભજન ગાય છે તેમાં ભળીએ. ને તેવામાં ઠાકોરના જાણીતા ઇચ્છારામ ભટ્ટજી ભેળા થયા–એમણે દયારામને ઉપદેશ આપ્યો ને જીવનભર ભક્તનુ જીવન ગાળવાને શિખામણ આપી. દયારામે આ ભટ્ટજી માટે લખ્યુ છે:

'તું વળાવો, તું નિઝામો, વૈદ્ય તું, માબાપ!
આ દીનને દયા કરી, ટાળો ત્રણે તાપ!'

પછી તો દયારામ વારંવાર ડાકોર જવા લાગ્યા. ત્યાં જઈ, દ્વારકાધીશ આગળ ભક્તિનાં પદો લલકારવા લાગ્યા.

સં. ૧૮૪૭ માં દયારામે વૈષ્ણવ ધર્મ પ્રમાણે બ્રહ્મ-સમર્પણ કીધું અને શ્રીકૃષ્ણને ચરણે પોતાની જાતને સોંપી દીધી. છ વર્ષ પછી, વડોદરેથી એક સંઘ નીકળતો હતો તેમાં મામાની ના કહેવા છતાં જોડાયા. સં. ૧૮૫૮ માં મનની મરજાદ લીધી, ને ત્રણ વર્ષ બાદ પાકી મરજાદ લીધી. પાકી મરજાદ એટલે પોતાની રસોઈ પોતે રાંધીને

ખાતા, કોઈને અડકાઈ જાય તો નાહી લેતા, ને ઈશ્વર-રટણમાં દિવસ ગાળતા.

યાત્રાએથી પાછા આવ્યા પછી તો ડભોઈમાં જ રહેવા લાગ્યા. સં. ૧૮૮૭–૮૮ મા શ્રીનાથજીની છેલ્લી ઝાખી કરી આવ્યા. ૧૮૯૮ મા ભારે મંદવાડ આવ્યો, ને ૧૯૦૯ માં એમણે પોતાના પરમપ્રિય 'ગોપીજનવલ્લભ' (ઈ. સ. ૧૮૫૨) શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરી–પ્રાપ્તિ કરી, એટલે કવિ અવસાન પામ્યા. કવિએ આખી જિંદગી સુધી શ્રીકૃષ્ણને જ ભક્તિ અને પ્રેમથી પૂજ્યા છે, ને એ ભાવ પણ એવો ઉત્કટ હતો કે કવિ પોતાને ગોપી જ ગણતા ને મનાવતા. એટલે તો એમની કવિતામાં જ્યાં ત્યાં 'દયાના પ્રીતમ' તરીકે શ્રીકૃષ્ણનો ઉલ્લેખ આવે છે.

ત્રણ ત્રણ વાર દયારામભાઈએ હિન્દુસ્તાનની યાત્રા કરેલી ખૂબખૂબ ઘૂમ્યા એટલે અનુભવો પણ ખૂબ કર્યા જ્ઞાન પણ બહુ મેળવ્યું. કુદરતના સુદર દેખાવો પણ ખૂબ જોયા ને એ બધાંથી મન અને હૃદયને ભરીને પછી એમણે ગળું ભરીને શ્રીકૃષ્ણનાં ગીતો ગાયાં : ગુજરાતીમાં જ નહીં; વ્રજભાષામાં, ઉર્દૂમાં, મરાઠી ને પંજાબીમાં પણ, અને એ ગીતોની સંખ્યા પણ કેવડી મોટી! કવિ મનના મિજાજી હતા, છતાં કપટી નહોતા. એ પોતે જ ગાય છે.

'હરિ તને પ્રસન્ન તે કયમ થાયે,
તારા મનનું કપટ નવ જાયે.'

ચાડીચુગલી, પરનિંદા કરતાં જીભને થાક લાગતો નથી, પણ હરિનામનુ રટણ કરતાં નિંદર આવી જાય છે!

ભાંડભવાયાના ખેલ જોતાં રાત જગાય પણ અગિયારસનાં જાગરણ તો થાય જ નહીં–આવા માણસોને કવિ સારો જેવા ઠપકો આપે છે.

એમની ગરબીઓ તો ગુજરાતનો અક્ષય એવો વારસો છે. દયારામ એટલે જ ગરબી. 'શ્યામ રંગ સમીપે ન જાવું મારે, આજ થકી શ્યામ રંગ સમીપે ન જાવું,' 'વ્રજ વહાલું રે વૈકુંઠ નહીં આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું, ત્યા શ્રી નંદકુંવર ક્યાંથી લાવું?' જેવા ગોપીહૃદયના કોમળ ભાવો એ કવિતામાં કેટલી સહેલાઈથી ઉતારી શકે છે!

તો બીજી બાજુ, થોડાં સુદર પદો પણ દયારામ લખે છે :

"વૈષ્ણવ નથી થયો તું રે, હરિજન નથી થયો તું રે,
શીદ ગુમાનમાં ઘૂમે?
તુજ સંગે કોઇ વૈષ્ણવ થાયે તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રગ ન લાગે, ત્યાં લગી તું કાચો."

આમ જગતમાંથી મન ઊઠી જાય છે, ને શ્રીકૃષ્ણમાં લાગી જાય છે. શ્રીકૃષ્ણમાં લીન મનથી કવિએ જાતજાતનાં, ભાતભાતનાં, પ્રેમનાં ને ભક્તિનાં પદો ને ગરબીઓની રચના કરી છે. ગુજરાત દયારામભાઈને ઓળખે છે એક સાચા ભક્તકવિ તરીકે, ને એમની રસભરી કવિતા વર્ષો લગી, ગુજરાતીઓના રસતરસ્યા આત્માને ડોલાવતી રહેશે એમાં શંકા નથી.

દયારામે નાના મોટા ગદ્ય અને પદ્યના અનેક ગ્રથો લખ્યા છે, જેમા શ્રીકૃષ્ણની લીલાના એમણે ગુણ ગાયા છે, વૈષ્ણવ ન હોય તેવાઓને સાચા વૈષ્ણવ બનવાનો ઉપદેશ આપ્યો છે એમના રુકિમણીવિવાહ, સત્યભામા વિવાહ, અજામિલાખ્યાન, મીરાચરિત્ર, રસિકવલ્લભ, ભક્તિ પોષણ, સિદ્ધાન્તસાર, ષડ્ઋતુવર્ણન, સતસૈયા જેવા ગ્રથોનાં હાલ તો નામ જ જાણીએ તો બસ

દયારામભાઈ આપણા જૂના કવિઓમા છેલ્લા છે. એમણે જૂના કવિતાપ્રવાહમા પોતાના હૃદયની નૌકા ચલાવીને રસની છોળ ઉડાવી છે–પણ ત્યાર પછી એ પ્રવાહ બદલાય છે નવા સાહિત્યકારો આવે છે, ને વાતાવરણ નવા રગે રગાય છે

દયારામ ગુજરાતના છેલ્લા જૂના ભક્ત અને રસિક કવિ.

## ક. દ. ડા.

**નર્મદાશંકરની** જોડે જોડે જે કવિનું નામ બોલાય છે એને ઓળખો છો? એ છે ક. દ. ડા.... ક. દ. ડા. એટલે કવિ દલપતરામ ડાહ્યાભાઈ! ઘરમાંના વડીલોને પૂછજો: સડસડાટ એ ક. દ. ડા.-ની કવિતા મોંએ બોલી જશે અને જરીક નાકનું



ટીચકું ચડાવીને કહેશે: ધૂળ ને પથ્થર! આ તમારી નવી કવિતા તે કાંઈ કવિતા છે!

આટલે વર્ષેયે દલપતરામ હજી લોકની જીભે એવા જ વસી રહ્યા છે. આવો, જરા કવિનું દર્શન કરી

"અલ્યા દલપત, આપણી નાતમાં પેલા જગજીવન અને દયારામના ઝઘડા પર કંઈ લખ ને!"

અને આ આવતી કાલના કવિએ લખ્યુ:

"મોટાં એટલાં ઝંબારણાં ને નાની એટલી બારી,
'દયા' હારે વેર કરીને, 'જંગુડે' જખ મારી!"

ને આ જોડકણું પછી તો ઠેઠ 'જગુડા'ના કાન સુધી પહોંચી ગયુ.

દલપતરામ આવા ટીખળી હતા, ને એટલે જ એમની કવિતામાં આવું ટીખળ, મજાક, કટાક્ષ આપોઆપ આવી જાય છે. સ્વભાવે શાંત, આનંદી ને નિખાલસ. અભિમાનનું નામ નહીં, નીતિ માટે ખૂબ જ કાળજી રાખે. ચૌદ વર્ષની ઉંમરે વઢવાણમાં એ પરણ્યા. આ લગ્નથી એક પુત્ર ને પુત્રી થયાં પણ દલપતરામને લગ્નથી અસંતોષ થયેલો ને તેથી બીજું લગ્ન ધોળકામાં એક બાઈ રેવા સાથે કરેલું. આ લગ્નથી એમને ચાર પુત્ર અને એક પુત્રી થયેલાં. દલપતરામ અભ્યાસ સાથે, કવિ સામળના દોહરા અને ચોપાઈ પણ વાંચતા, ને એના અનુકરણમાં 'કમલલોચિની' અને 'હીરાદંતી' નામની બે વાર્તાઓ ચોપાઈમાં લખેલી; પણ પાછળથી, તેમાં નીતિ બરાબર ન જળવાઈ એમ લાગવાથી ફાડી નાખી.

સં. ૧૮૯૦ માં મૂળી ગામમાં સ્વામીનારાયણ પંથનો મેળો ભરાયેલો. દલપતરામ જોવા ગયા. ત્યાં કેટલાક સાધુઓ મળ્યા, ધર્મચર્ચા થઈ, એક દેવા[illegible]ના સાધુની ખૂબ અસર થઈ. એના આગ્રહથી [illegible] કાર-

શાસ્ત્ર ભણ્યા, ને કવિતાને વેગ આપ્યો આ પંથની અસર એવી જબરી થઈ કે એમણે શૃંગાર રસની કવિતા કદી રચી નહીં.

સં. ૧૮૯૧ માં દલપતરામને એક વાર કામપ્રસંગે ધ્રાંગધ્રા જવું પડ્યું. મહારાજાએ 'રણમલસર' તળાવ બંધાવેલુ. રાજસભામાં દલપતરામે તેનુ ત્રણસે પંક્તિનું કાવ્ય બોલી સંભળાવ્યું-એમાં ભૂગોળ, ગણિત, ઈતિહાસ બધું આવે: આ જુઓ થોડી લીટીઓ :

" ઉત્તર ને દક્ષિણ કિનારા સીધી લીટીમાં છે,
બસેં ને સિત્તેર ફૂટ લંબાઈ પ્રત્યેકની;
પૂરવ પશ્ચિમ કિનારા લંબગોળાકાર,
આકૃતિ મધપૂડાના છિદ્રના વિવેકની,
ચોખ્ખા તે દિશાઓમાં દેખાય છે ચચ્ચાર ખૂણા,
એકસો સિત્તેર ફૂટ લંબાઈ હરેકની. "

દલપતરામની કવિતાનુ આજ દુઃખ, એક વિવેચક લખે છે તેમ, કવિતાનો ઉપયોગ એ દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી જેવો કરે છે!

ક. દ. ડા. કવિતામાં ભાષણ આપે, અરજ કરે, વાત કરે, બોધ દે, વખાણ કરે, નિબંધ લખે, ઈતિહાસ લખે, ભૂગોળ લખે, અને તમે કહો તો ગણિત પણ લખે! આમ છતા ઉપલા તળાવના વર્ણને જ દલપતરામને કવિપદ અપાવ્યું. પછી તો મૂળી ગામમાં, અમદાવાદની સ્વામીનારાયણની ગાદીના આચાર્યે એમને શાલ–પાઘડીનો શિરપાવ આપ્યો; અને ભૂજની શાળામાં કાવ્ય શીખી આવેલા એક ચારણને શીઘ્ર કવિતા રચવામાં હરાવ્યા ને કવિની કીર્તિ ચારેપાસ ફેલાઈ.

સં. ૧૯૦૧ માં કવિની ખ્યાતિ અમદાવાદમાં પણ જામી. બે વર્ષ રહીને આચાર્યજી સાથે કચ્છ ગયા, અને ત્યાં પણ કવિને સારુ માન મળ્યુ; પણ કવિની સ્થિતિ પૈસેટકે સુધરેલી નહોતી. રાજકવિ થવું હતું પણ નસીબ જોર કરતું નહોતું. ભાવનગર, વઢવાણ ને લીમડી ગયા, પણ કશું વળ્યું નહીં, કરજ વધતું રહ્યું; ઘરમાં ઠાકોરજીના નૈવેદ્ય પૂરતો એક જ રોટલો ઘીએ ચોપડાય એવો સમય આવી લાગ્યો. એટલામાં પુત્ર પરસોતમનું મૃત્યુ થયું. થોડા સમય પછી અમૃતકુંવરબા પણ ગુજરી ગયાં. કવિને માથે દુઃખનાં ઝાડ ઊગી રહ્યાં હતાં ત્યાં ....

ઈ. સ. ૧૮૪૬ ના નવેંબર માસમાં પચ્ચીસ વર્ષનો એક યૂરોપિયન, નામે કિન્લોક ફાર્બસ અમદાવાદમાં મદદનીશ ન્યાયાધીશ બનીને આવ્યો. એણે સંસ્કૃત, હિંદુસ્તાની, મરાઠી ભાષા શીખી લીધી. ગુજરાતી શીખવાની તાલાવેલી લાગી. ભાટચારણોને મળ્યો. જૂના હસ્તલિખિત ગ્રંથો તપાસ્યા, સાહિત્ય જોયું, શિલ્પ જોયું. ને બધું કાગળ પર ઉતારવા એને કોઈ મદદગાર જોઈતો હતો. કોકે દલપતરામનુ નામ સૂચવ્યું. ખેપિયા ઊપડચા. કવિને મળ્યા. કવિ અમદાવાદ આવ્યા. ફાર્બસસાહેબને મળ્યા. સાહેબે પગાર નક્કી કર્યો! મહિનાના પંદર! ને કવિ તો ખુશાલીમાં બોલી ઊઠયા : સાહેબ, એ તો બહુ થઈ ગયા.

આ સંબંધને પરિણામે કવિએ ઐતિહાસિક પુસ્તક 'રાસમાળા' તૈયાર કર્યું. એના જ ફણગા રૂપે ૧૮૪૮ ના ડિસેમ્બરની ૨૬ મીએ અમદાવાદમાં 'ગુજરાત વર્નાકયુલર

સોસાયટી' નામની સંસ્થા સ્થપાઈ. તેમાં પુસ્તકો ભેગાં કરાયાં; લોકોને સંદેશા આપવા દર બુધવારે એક પત્ર પ્રગટ કરવા માંડ્યું. વધુ પ્રયત્નો કરી, શિક્ષણનો ફેલાવો કન્યાઓમાં પણ થાય તે માટે કન્યાશાળાઓ સ્થપાવી.

૧૮૫૦ માં ફાર્બસની સુરત બદલી થઈ તો કવિ પણ સાથે ગયા ને ત્યાં 'એન્ડ્રુઝ લાયબ્રેરી' સ્થાપી અને 'સુરત સમાચાર' નામનું છાપું કઢાવ્યું. ઈ. સ. ૧૮૫૪ માં ગુ. વ. સોસાયટી તરફથી 'બુદ્ધિપ્રકાશ' પ્રગટ થવા માંડ્યું. (આજે પણ એ ચાલુ જ છે). આ વેળા તેમણે રાજકુમારોને ભણાવવા માટે કવિતામાં ભાષણ કર્યું, ને પરિણામે રાજકોટમાં કુમાર પાઠશાળા અને વઢવાણમાં તાલુકદારી ગિરાશિયા શાળા સ્થપાઈ. કવિનો વિદ્યાપ્રેમ, સ્વદેશી હુન્નર માટેનો પ્રેમ, ગુજરાતી ભાષા માટેનો પ્રેમ અજબ હતો!

ગુજરાતી ભાષા માટે કાંઈ કરવું જોઈએ એમ ધારી તેઓ એક વાર વડોદરા રાજ્યમા ગયા, ને ત્યા જઈ મહારાજા ખંડેરાવને જેમ તેમ મળ્યા, એમના દરબારનું ભભકભર્યું વર્ણન કર્યું. ખંડેરાવને ખુદાવંદ કહ્યા ને પોતાની પિછાણ આ શબ્દોમાં આપી :

" દાખે દલપતરામ ખુદાવંદ ખંડેરાવ
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું. "

વડોદરામાં વૃક્ષ ભલે ન ઊગ્યું, પણ બીજ તે વવાયાં જ. નવવિદ્યાના કવિ વાવેતરિયા હતા.'

ક. દ. ડા. ની કાવ્ય રચવાની શૈલી કેવી હતી? એમણે સામળના દોહરા, ચોપાઈ ને છપ્પા લીધા, પ્રેમાનંદને

પદ્ધતિથી અમુક રાગો લીધા, નરસિંહનાં પરભાતિયાં ને મીરાંનાં પદોય એમને ગમતાં. એ સૌ પર વ્રજભાષાની છાપ તો હતી જ. એમાંથી શૈલી તૈયાર થઈ. એના પર નીતિનું બંધન મુકાયું. એમાં ઉપદેશ પર ખાસ લક્ષ અપાયું. એ કવિતામાં શાંતિ અને વિવેક છે, વહેવારની કુશળતા છે, ચતુરાઈ છે, અને સભાનું મનોરંજન કરે એવી શક્તિ છે. કવિની મોટાભાગની કવિતા બીજાની આજ્ઞાથી અથવા જાહેરખબરો પરથી લખાઈ છે એટલે અનેક ઈનામો પણ એમને મળેલાં.

કવિએ ગદ્ય લખવામાં પહેલ કરી છે. એમના નાના-મોટા ગ્રંથોની સંખ્યા ૪૨ જેટલી છે. ને એમાંથી કવિને ૧૧ થી ૧૨ હજાર રૂપિયા ઈનામ તરીકે મળ્યા હતા. 'હોપ વાંચનમાળા' પણ કવિની યાદ હંમેશ તાજી રખાવે એવી છે. કવિએ નિબંધો, નાટકો, ચરિત્ર, સમાજસુધારાના લેખો, કવિતા, વિવેચન, પિંગળ વગેરે બધાં ક્ષેત્રોમાં હાથ અજમાવ્યો છે. 'વેનચરિત્ર' કે 'ફાર્બસવિરહ', 'લક્ષ્મી નાટક' કે 'મિથ્યાભિમાન નાટક', 'ભૂતનિબંધ' કે 'પુનર્વિવાહ પ્રબંધ', 'ગુજરાતી પિંગળ' કે 'પ્રવીણસાગરની ટીકા', 'શેરસટ્ટાની ગરબીઓ' કે 'હરિલીલામૃત': જેવાં હો તેવાં ક. દ. ડા. ને હમેશ માટે યાદ કરવા પડે એવાં એ સૌ છે! અને 'કેડેથી નમેલી ડોશી', 'શરણાઈનો વગાડનાર', 'ઊંટના અઢાર વાંકાં', 'બે બાયડીનો ધણી', 'કુંવારાના કોડ', 'વિદ્યારુચિનો સ્વયંવર' જેવાં ટીખળી કટાક્ષમય કાવ્યો કોણ ભૂલી શકશે?

કવિતાના પ્રદેશ પૂરતો કવિને કવિ નર્મદ જોડે ઝઘડો થયેલો. વિવેચક નવલરામ સાથે પણ મન ઊંચાં થયેલાં–છતાં ક. દ. ડા.ની ખાનદાની કદી ગઈ નથી. નવલરામ માંદા પડ્યા કે તુરત એમની પાસે દોડી ગયેલા. ને પછી એક પ્રસ્તાવનામાં લખતાં એમણે કહેલું :

" નવલ ગયો, નર્મદ ગયો, ગયો મહિપતરામ,
દિલગીર દલપતરામ છે, હાલો દેખી હામ. "

કેવી નમ્રતા ! કેવી પવિત્રતા !

ઈ. સ. ૧૮૮૫ માં સરકારે એમની કદર કરી એમને સી. આઈ. ઈ. નો ખિતાબ આપ્યો અને એક વર્ષ બાદ તેમના સ્મારક માટે બાર હજાર રૂપિયાનો ફાળો કરવામાં આવ્યો. તેમની છબી પણ સોસાયટીના મકાનમાં મુકાઈ. ૧૮૮૯માં આંખના દરદને કારણે સોસાયટી સાથેનો સંબંધ છોડ્યો પણ કવિતાની સાધના તો ચાલુ જ રાખી.

૭૭ મે વર્ષે કવિને પક્ષઘાતનો રોગ થયો. હા, જમના દૂતોનું એ તેડું જ હતું. કવિએ બે હાથ ભેગા કર્યા, સહુની માફી માગી :

" પકડી પ્રીતિની પેર, નથી વસાવ્યું વેર,
માટે સર્વે રાખો મહેર રે, હું માફી માગું. "

ને છેવટ ૨૫ મી માર્ચ ૧૮૯૮ ને દિવસે કવિ દલપતરામે હંમેશને માટે આંખો મીંચી દીધી.

સાચા શિક્ષણપ્રેમી, સ્વાર્થત્યાગી, દેશભક્ત, સાચા મિત્ર, ક્ષમાશીલ કુટુંબી, નિરહંકારી કવિ ક. દ. ડા. ક્ષરદેહે પડ્યા છતાં અક્ષરદેહે જીવંત છે.

## નર્મદાશંકર

'જય જય ગરવી ગુજરાત
દીપે અરુણું પરભાત.
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી પ્રેમશૌર્ય અંકિત,
ઊંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.'

**ઓળખ્યો** આ શબ્દો ગાનાર કવિને? હા, એ આપણો કવિ નર્મદ. નર્મદાશંકર લાલશંકર દવે– ભલા, ભોળા, સાદા, ઉત્સાહી, પ્રસન્ન પિતાનો એ 'જોસ્સા'વાળો કવિપુત્ર. એનો જન્મ ઈ. સ. ૧૮૩૩ માં; અવસાન ૧૮૮૯ માં.



નાનો હતો ત્યારે

ખૂબ ઠાવકો હતો, શરમાળ હતો, રિસાળ હતો—પણ એમાંથી જ મોટપણે ભારે બળ બતાવનાર નર્મદ પાક્યો હતો.

બાર તેર વરસનો હતો ત્યારે નાનકડી ધોતલી, લાંબું અંગરખું, ને ધારીવાળા માથા પર ટોપી મૂકી, હાથમાં ચોપડીઓ લઈ એ નિશાળે જતો. રસ્તે કાળકાદેવીને મંદિરે ઊભો રહી, ગાલે તમાચા મારતો; મહાદેવીને પગે લાગતો; રામમંદિરે દર્શન કરતો ને પરકમ્મા ફરતો; શિવરાત્રિ ને જન્માષ્ટમીને દહાડે ઉપવાસ કરતો—રોજ અંધારામાં ઊઠી સંધ્યાપૂજા કરતો.

શાળામાં એનો નંબર હંમેશ ઊંચો. સાહિત્યમાં ને ગણિતમાં એને સરખો રસ પડે. એક વાર બ્લેકવેલ નામના ગણિતના શિક્ષક જોડે એને ડેરી ગઈ! શિક્ષકે દાખલો લખાવ્યો; નર્મદે પોતાની નવી રીતે એ કરી બતાવ્યો. શિક્ષકે કબૂલ ન કર્યો, ને નર્મદને વર્ગ બહાર કાઢ્યો. એટલામાં મેકડુગલ નામનો કૉલેજનો ગણિતશિક્ષક ત્યાં આવી પહોંચ્યો. નર્મદે એની પાસે રાવ ખાધી. મેકડુગલે દાખલો જોયો, સાચો લાગ્યો, બ્લેકવેલને ઓલાવ્યો; ઠપકો આપ્યો ને કહ્યું: 'આ તો હોશિયાર છોકરો છે.' અને એ માટે નર્મદ પછી 'મારી હકીકત' નામની આત્મકથામાં લખે છે કે, 'બ્લેકવેલનું મોઢું ચલ્લી જેવું થઈ ગયેલું!' થોડાં વરસ પછી એ રાંદેરની નિશાળમાં મહેતાજી બને છે.

સુરતમાં વહુ વેશમાં આવેલી, એટલે અભ્યાસ છોડી, કવિએ ઘર માંડેલું ને માસ્તર બનેલા. ત્યાં પણ એકવાર શાળા તપાસવા આવેલા અધિકારીને ખખડાવેલા, પણ

નર્મદાશંકરના વિદ્યાર્થીઓની કુનેહ જોઈ સાહેબે એવી શિખામણ ગામલોકોને આપેલી કે, "તમને બહુ સારા માસ્તર મળી ગયા છે, માટે તેનો લાભ લઈને તમારા છોકરાઓને બરાબર ભણાવજો"

સુરતમાં પત્નીનુ મૃત્યુ થયુ, એટલે મહેતાજીની નોકરી છોડી, મુંબઈ આવી, ફરી કૉલેજમા દાખલ થયા. એક દિવસ ભાદરવા મહિનામાં, કૉલેજથી ઘરે આવી, નર્મદાશંકર અગાશીમાં આંટા મારે છે. શું કરવું, શું ન કરવું–એવા વિચારમાં પડી જાય છે. છેવટ એમને લાગે છે કે, ધીરાનાં પદની માફક પોતે પણ પદ રચે તો જ મનનો રોગ નાબૂદ થાય. નિર્ણય લેવાયો: "ભણવું, કમાવું, બૈરી કરવી એ બધું આનંદને માટે છે, ને મને જ્યારે પદો બનાવવાથી આનંદ થાય છે, ત્યારે હું તો એ જ કામ કરીશ–ને શેર જુવાર તો મળી રહેશે." નર્મદને પૈસાની પડી નથી, સુખસગવડ જોઈતાં નથી, નિર્ણય કર્યો કે પછી ડગલાં જ ભરવાનાં ને 'ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું!'

તેવીસમી વરસગાંઠથી નર્મદે નવું જ જીવન શરૂ કર્યું. એ મંડયો કવિતા રચવાના નિયમો શીખવા. મુરબ્બીઓને એ વિશે પૂછપરછ કરી, પણ દાદ મળી નહીં. હવે ?

જુઓ, જુઓ, આ ચાલ્યો નર્મદ. ધોતિયુ, અંગરખું ને ઘંટીના પડ જેવી પાઘડી પહેરી, એક હાથમાં કાગળની થોકડી ને બીજામાં દોરી બાંધેલો શાહીનો ખડિયો લઈ, કાને કલમ ખોસી, ગોરધન નામના એક દાદૂપંથી કડિયાને ઘરે. કડિયાએ એને આવકાર્યો, ને પટારામાંથી ગુરુ લાલદાસનું

'છંદ રત્નાવળી' નામે હાથનું લખેલું પુસ્તક કાઢી આપ્યું. નર્મદે નકલ કરી. કવિ થવા માટેની તૈયારી થઈ.

'શેર જુવાર મળી રહેશે'વાળી વાતને ત્રણ વર્ષ થઈ ગયાં છે. તેમાં કવિએ સારુ જ્ઞાન મેળવી લીધું છે– 'પિંગળપ્રવેશ,' 'અલંકાર' અને 'રસપ્રવેશ' બહાર પાડી દીધાં છે. થોડીક છૂટક કવિતા પણ લખી કાઢી છે. લોકોમાં ઠીક આબરૂ જામી છે. કૉલેજ છોડી દીધી છે, ગોકળદાસ તેજપાલ હાઈસ્કૂલમાં ને પછી એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટની સેન્ટ્રલ સ્કૂલમાં શિક્ષક બન્યા છે, પણ કવિતા પરના પ્રેમને કારણે, રૂપિયા ૪૦ની એ નોકરી પણ છોડી છે.

નોકરી છોડયાને દિવસે નર્મદ ઘરે આવે છે. મેજ પર કલમ પડી છે. ભક્તિથી એ કલમ સામે જુએ છે, ને આંખમાં ઝળઝળિયાં સાથે, એની સામે જોઈ એ બોલે છે: 'હવે હું આજથી તારે ખોળે છું.' જે શ્રદ્ધા, જે ત્યાગ, જે શૂરવીરતા, કવિતા માટેનો જે પ્રેમ આમાં દેખાય છે તેણે તો નર્મદને અમર બનાવી દીધો છે.

પોતાથી ઉંમરે તેર વર્ષ મોટા કવિ દલપતરામભાઈ સાથે નર્મદને હરીફાઈ થયેલી. એક સભામાં બેઉ જણે કવિતાની રમઝટ મચાવી ને ત્યારથી દલપતરામને લાગ્યુ કે, 'આ મારો મોટો હરીફ.' બેઉની કવિતા પછી તો વિકસી. સાહિત્યને એથી લાભ થયો ને લોકોમાં કાવ્યરસ વધ્યો.

નર્મદ જુવાનજોધ છે. આ જુઓ એની એક છબી: જૂની ઢબનું, કાંડા આગળથી ચડાવવી પડે એવી લાંબી બાંયોવાળું, ભરાવદાર અંગ સાથે ચોંટી ગયેલું, કસથી

બાંધેલું, તસતસતું અંગરખું પહેરી, માથે એ જ ઘંટીના પડ જેવી મોટી પાઘડી પહેરી એ ખુરશીમાં બેઠો છે. ડાબો હાથ, ડાબા સાથળ પર છટાથી મૂકયો છે; જમણા હાથની કોણી, બાજુના મેજ પર ટેકવી, પહેલી આંગળી લમણે લગાડી છે–જાણે ઊંડા વિચારમાં પડી ગયો હોય!

સત્તાવીસ વર્ષની ઉંમરની આ છબી છે. પછી, બત્રીસમે વર્ષે બહાર પાડેલા ગદ્યસંગ્રહમાં એ 'ચાહું' પુસ્તકની શરૂઆતમાં એણે છાપેલું! આમાંથી જુવાનીના જોસ્સાવાળા માનવીની છટા નથી ઊપસી આવતી?

સમય જતાં કવિની આર્થિક સ્થિતિ બગડે છે. કરજ ખૂબ થયું છે; છતાં ઉદારતા જતી નથી. એક કાઠિયાવાડી ડોસો કોઈનો ભલામણપત્ર લઈને કવિ પાસે આવે છે. એને સો રૂપિયા આપવાનું કવિ કહે છે. કારકુન નરભેરામ ઘરની હાલત જાણે છે. બાંધી મુઠ્ઠીએ ભરમમાં જ ડોસાને વિદાય કરે છે. ઘરમાં છસાત રૂપિયા જ રહ્યા છે. તે ત્રણચાર દિવસમાં પૂરા થાય છે. છેવટ રહે છે એક પાવલી.

રસોઈનું કામ ઠંડું છે. આશ્ચર્યથી કવિ પૂછે છે ને નરભેરામ બધી વાત કહે છે. જવાબમાં કવિ કહે છે: 'ઓહો એમ છે? તો એમાં ગભરાય છે શું? એ પણ એક રંગ છે! ચાલો, પાવલીમાંથી જે થાય તે કરો.' બે આનાના પૌંઆ ને બે આનાનું દૂધ આવે છે–દિવસ પૂરો થાય છે. કવિ કલમ લઈ પાછા કવિતા રચવા માંડે છે.

'વીર સત્ય' ને 'રસિક ટેકીપણું'નો તો નર્મદ અવતાર હતો. શંખનાદ સંભળાય એટલે શૂર પુરુષ એને

તેડું માની રણમાં દોડી જતો. અન્યાય, લાંચ, રુશવત, અસત્ય, કાયરતાનો એ કટ્ટો શત્રુ. એનું 'ડાંડિયો' પત્ર એટલે ગુજરાતનો જાગતો ચોકિયાત; એમાં કોઈની પણ શરમ કે શેહ રાખ્યા વિના એ સૌને ઉઘાડા પાડતો.

સામે મોંએ ઝૂઝવાની એની શક્તિ ને હિંમતને લીધે જ એ કહેતો કે: 'મહેલનાં નળિયાં ભાંગ્યાથી નાની નાની જે કકડીઓ થાય તેટલા મારા દુશ્મનો હશે તો પણ કોઈની દરકાર રાખવાનો નથી' અને જે વખતે જે સાચું લાગે તે કરીને, તે પ્રમાણે વર્તનમાં ઉતારનાર માણસ એના જેવો બીજો કોણ છે?

એક વાર જે નર્મદાશંકર, સુધારાવાળાનો ઝંડો લઈ આગળ દોડતો હતો, એજ નર્મદાશંકર, પાછલી ઉંમરમાં મૃગચર્મ પાથરી, કપાળે ત્રિપુંડ કરી, ગળે રુદ્રાક્ષની માળા પહેરી, હાથમાં ગૌમુખી લઈ, વેદની પોથીઓ અને સરસ્વતીની પ્રતિમા સામે મૂકી, ઘીના દીવા બાળી, ૐ શ્રી સાંબશિવાય નમઃનો જપ જપવા માંડે છે—ને 'ધર્મ વિચાર' નામનું પુસ્તક લખે છે. કારણ 'ભૂલ્યા રે ભાઈ ભૂલ્યા! ભાઈ, ભૂલ્યા રે પાછા હઠો, હઠે દુઃખ ભાગે.'

સં. ૧૯૧૮ થી સં. ૧૯૩૭ સુધીનાં વીસ વર્ષ સુધી એણે મનની ખૂબ વેદના અનુભવી છે. આજે ખાવાનું ન હોય, કુટુંબીઓ માંદાં હોય, કરજ ખૂબ થયું હોય, કોઈ ઠેકાણેથી મદદ મળવાની આશા ન હોય, ઘરમાં એક રૂપિયો હોય તે ઇચ્છારામને હોરી સાંભળીને આપી દીધો હોય, ભાડાવાળાની તવાઈ હોય, અનાજનાં ને દૂધનાં બિલ ચડયાં

હોય, લોકો શેરસટ્ટામાં માલદાર થતા હોય તે જોઈ, સાચો ઉદ્યમ કરવા છતાં પોતાને કશું મળતું નથી તેનો બળાપો હોય, ભોજ રાજા જેવા પોતાના શેઠ કરસનદાસ શેરસટ્ટામાં ખુવાર થયા હોય ને કવિતાના પુસ્તકને છપાવવાના પૈસા મળવાની કોઈ આશા રહી ન હોય, છતાં રસિક ટેકીપણાને કારણે ગ્રંથ એને જ અર્પણ કરાતો હોય, નોકરી ન કરવાની પ્રતિજ્ઞા લઈ છેવટ ચોવીસ ચોવીસ વરસે ટેક મૂકવાનો પ્રસંગ આવતો હોય: 'કવિરાજ' 'કવિદાસ' બનતા હોય, અને હંમેશ હસતા મોં પર, પછી સ્મિત ફરકયું ન હોય: આ બધી વાતો ને પ્રસંગો નર્મદાશંકરનું સાચું અને વિલક્ષણ રૂપ બતાવી જાય છે.

ઈ. સ. ૧૮૮૬ ની સાલ.

કવિની તબિયત લથડી છે. પોતે એક મૃગચર્મ પર બેઠા છે. પાસે કવિની પત્ની ડાહીગૌરી અને પોતાના કારકુનનો પુત્ર રાજારામ શાસ્ત્રી બેઠા છે. કવિ તેમની પાસે દિલ ખોલે છે ને ગમે તેવા સંજોગોમાં પણ અડગ રહી પોતાના ધર્મને જ વળગી રહેવાની સલાહ આપે છે. અને જીવનલીલા સંકેલે છે.

*

નર્મદાશંકરનો જમાનો એટલે જડતા, અજ્ઞાન, વહેમ, અંધશ્રદ્ધા અને બીકણુતાનો જમાનો. ધર્મ, દેશ, સમાજ અને સાહિત્યની સ્થિતિ દરિદ્ર હતી. એ બધામાં નર્મદે જાણે હાથમાં મશાલ લઈ તેનાં તેજ ફેલાવી દીધાં. એણે કેટલું કેટલુ લખ્યુ ને કેટલું કેટલુ નવું ! નવા વિષયો ને

નવા ભાવવાળી કવિતા લખી, નિબંધો લખ્યા, ગદ્ય ખેડ્યું, ઇતિહાસ આલેખ્યો, મહાકવિતા માટે પ્રયોગ આદર્યો, શબ્દ-કોશ તૈયાર કર્યો, આત્મકથા લખી, જીવનચરિત્રો લખ્યાં, કાવ્યશાસ્ત્ર વિશે પુસ્તકો લખ્યાં, તત્ત્વચિંતનવાળું 'ધર્મ-વિચાર' લખ્યું. એનો તો એક જ નાદ ગાજતો :

સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે:
યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે!

અને જીવનમાં, તેમ જ કવિતામાં એ યાહોમ કરીને જ પડ્યો છે. એ તો ભવરણનો જોદ્ધો, એ તો યૌવનની મૂર્તિ, એ તો યુગપુરુષ. જમાનાની જાળમાં લપટાઈ ને, પછી બળતરા કાઢતો એ બેસી રહ્યો નથી, પણ 'આભ પડો, પૃથ્વી ગડો' એમ લલકારતો, જમાનાને ઘડતો, એ તો આગેકૂચ જ કરી રહ્યો છે. અને તેથી જ તો 'નર્મદ'ને લાડકે નામે, આજે એના અવસાનને સિત્તેર વર્ષ થઈ ગયાં છતાં, આપણે એને હજી સંભારીએ છીએ ને ગુજરાતની પ્રેમપૂર્વક ભકિત ગાનાર સાથે આપણે પણ ગાઈએ છીએ:

જય ઘૂમે નર્મદા સાથ
જય જય ગરવી ગુજરાત!

## એ અર્ધી સદી : ૧૮૮૬-૧૯૩૫

૧૮૮૬ ની સાલમાં કવિ નર્મદાશંકરનું મૃત્યુ થયું ત્યાર પછીનાં પચાસ વર્ષો કેમ વીત્યાં, એમાં કયા કયા મોટા બનાવો બન્યા એ જરા તારીખવાર જોઈ જઈએ.

૧૮૮૬ માં નર્મદાશંકર અવસાન પામ્યા પછીને બીજે વર્ષે-૧૮૮૭ માં બે મોટા બનાવ બન્યા. એક કવિ નરસિંહરાવ દિવેટિયાનો કાવ્યસંગ્રહ 'કુસુમમાળા' નામે પ્રગટ થયો, અને શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીની નવલકથા 'સરસ્વતીચંદ્ર' નો પ્રથમ ભાગ પ્રગટ થયો. ૧૮૮૮ માં બળવંતરાય ઠાકોરનું કાવ્ય 'ભણકાર' લખાયું. ૧૮૯૨માં સરસ્વતીચંદ્રનો બીજો ભાગ બહાર પડચો.

પહેલા ભાગથી જ ગુજરાતને આ નવલકથાનું ગાંડું લાગેલું, ને બીજા ભાગમાં ગુણસુંદરીનું સુંદર વર્ણન વાંચીને ગુજરાતણો સામે એક ગુણિયલ મૂર્તિ ખડી થઈ. ૧૮૯૬ માં નરસિંહરાવનો બીજો કાવ્યસંગ્રહ 'હૃદયવીણા' પ્રગટ થયો. અંગ્રેજ કવિઓ-વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ વગેરેની કવિતાની અસર નીચે લખાયેલી આ કવિની કવિતાએ અહીં જરા વધુ ઊંચે સ્વતંત્ર રીતે પાંખ વીંઝવા માંડેલી જણાય છે.

૧૮૯૮ માં કવિ દલપતરામ–ક. દ. ડા.નું મૃત્યુ થયું. નાનાલાલ કવિએ 'વસન્તોત્સવ' લખ્યુ. ડોલનશૈલી જન્મી. સ્નેહ ને લગ્નની વાતોને નવો જ રંગ કવિએ આપ્યો. પછી સરસ્વતીચંદ્રના લેખકે પોતાની નવલકથાનો ત્રીજો ભાગ બહાર પાડ્યો.

૧૯૦૦ માં કવિ કલાપીનુ અવસાન થયુ, અને શ્રી રમણભાઈ નીલકંઠે હાસ્યરસપ્રધાન વાર્તા 'ભદ્રંભદ્ર' લખી એમાં જૂનવાણી વિચારકો સામે એમણે ભારે કટાક્ષ કર્યો છે એ વાર્તાના પાત્રો આજે પણ આપણા સાહિત્યમાં પોતાનુ આગવું પદ જાળવી રહ્યાં છે.

૧૯૦૧ માં સરસ્વતીચંદ્રનો ચોથો ભાગ બહાર પડ્યો. ૧૮૮૭ પછી ચૌદ વર્ષે એ મહાનવલ પૂરી થઈ અને એના લેખકને ગુજરાતે મહાવિચારક તરીકે વધાવી લીધા. વીસમી સદીની શરૂઆત આમ સુદર ને ગંભીર રીતે થઈ. ૧૯૦૨માં 'કલાપીનો કેકારવ' પ્રગટ થયો ને કલાપીની બધી કવિતા એકઠી ગુજરાત સામે આવી. કલાપીનો પણ આપણે ત્યાં જમાનો હતો, ને ગુજરાતના જુવાનો એમની કવિતાને દર્દભરી રીતે લલકારતા હતા.

૧૯૦૩ મા ને ૧૯૦૮ માં અનુક્રમે નાનાલાલ કવિનાં 'કેટલાક કાવ્યો'ના ભાગ ૧ ને ૨ પ્રગટ થયા. કલાપી પછી નાનાલાલ આવ્યા ને પોતાની શક્તિથી, જાણે કલાપીને એમણે ભુલાવી દીધા. નાનાલાલનાં કાવ્યો–ગીતોએ નવીજ કલ્પના, નવા ઢાળ, નવી ભાવના રજૂ કરી હતી. અને એ કવિ તો આવ્યા હતા ધૂમકેતુની માફક સાહિત્યગગનમાં

પૂંછડી ફટકારતા. ૧૯૧૦ માં એમના 'નાના નાના રાસ' ગુજરાતને મળ્યા.

૧૯૧૨ માં કવિ બોટાદકરનો કાવ્યસંગ્રહ 'કલ્લોલિની' પ્રગટ થયો. ઘરસંસારના મીઠા મૃદુ ભાવો આપણા આ કવિએ બહુ સુંદર ગાયા છે. 'ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ' અને 'જનનીની જોડ સખિ! નહીં જડે રે લોલ,' એ ગીતો કોને નથી આવડતાં?

૧૯૧૩ અને ૧૯૧૪ આપણાં અગત્યનાં વર્ષો. ૧૯૧૩માં શ્રી કનૈયાલાલ મુનશીની વાર્તા 'વેરની વસૂલાત' પ્રગટ થઈ. એમની નાયિકા તનમન અને નાયક જગતકિશોરે, સરસ્વતીચન્દ્રનાં પાત્રોની માફક જ ગુજરાતીઓને આકર્ષી લીધાં છે.

શ્રી રમણભાઈ નીલકંઠનું નવી શૈલીનું નાટક 'રાઈનો પર્વત' આ જ સાલમાં; કવિ નાનાલાલનું નાટક 'જયાજયન્ત' પણ આ જ સાલમાં; કવિ નરસિંહરાવનો ત્રીજો કાવ્યસંગ્રહ 'નુપૂરઝંકાર' પણ આ વર્ષનું પ્રકાશન અને સૌથી મોટી ઘટના તે ગાંધીજીના 'નવજીવન'નું પ્રકાશન. ગાંધીજીએ આ પત્ર દ્વારા પોતાના નવીન વિચારો વહેતા કર્યા, અને ગુજરાતની મનની તથા કાયાની પલટ કરી.

૧૯૧૫ માં કવિ નરસિંહરાવે પોતાના પુત્ર નલિનકાંતના અવસાન નિમિત્તે 'સ્મરણસંહિતા' નામનું કરુણ ચિંતન કાવ્ય આપ્યું. ૧૯૧૬–૧૭–૧૮ નાં ત્રણ વર્ષો મુનશીનાં જ. ૧૯૧૬ માં પ્રગટ થઈ 'પાટણની પ્રભુતા' નવલકથા (અને હાજી મહમદ શિવજીએ પોતાનું સુંદર અનુપમ માસિક

'વીસમી સદી' શરૂ કર્યું એ પણ ન ભૂલવું જોઈએ ); ૧૯૧૭માં 'મારી કમળા અને બીજી વાતો' નામની ટૂંકી વાર્તાઓ (અને બળવંતરાય ઠાકોરનો કાવ્યસંગ્રહ 'ભણકાર' પણ આ વર્ષમાંજ ); ૧૯૧૮માં 'ગુજરાતનો નાથ' અને કવિ નાનાલાલની નવલકથા 'ઉષા' બેઉએ નવો જ ચીલો પાડ્યો.

'ગુજરાતનો નાથ'નાં ઐતિહાસિક પાત્રો તો આજેય કેવાં જીવતાં લાગે છે, ને 'ઉષા'ની વાતોની શૈલી આજેય લોકો સંભારે છે! ૧૯૧૯માં પારસી કવિ અરદેશર ખબરદારનો કાવ્યસંગ્રહ 'ભારતનો ટંકાર' પ્રગટ થયો અને ગુજરાતમાં શૂરવીરતા, દેશભક્તિ, બલિદાન વગેરેની ભાવનાનું પૂર પ્રગટ્યું.

૧૯૨૧ થી ત્રીજો દાયકો શરૂ થયો. એમાં નરસિંહરાવ દિવેટિયાએ ગુજરાતી ભાષા અને સાહિત્ય વિષે આપેલાં ભાષણોનો ભાગ પહેલો બહાર પડ્યો અને આપણા ભાષાનાં શાસ્ત્ર અને અભ્યાસ તરફ શાસ્ત્રીય પદ્ધતિએ આપણું ધ્યાન ખેંચાયું. ૧૯૨૨ માં મુનશીની ત્રીજી અતિહાસિક નવલકથા 'રાજાધિરાજ' આવી ને મુનશી સમર્થ નવલકથાકાર તરીકે પંકાઈ ગયા. ૧૯૨૩ માં કવિ કાન્તના 'પૂર્વાલાપ' કાવ્યસંગ્રહની પહેલી આવૃત્તિ પ્રગટ થઈ.

૧૯૨૪ માં કાકા કાલેલકર 'કાલેલકરના લેખો' સાથે સુંદર નિબંધકાર તરીકે પ્રકાશમાં આવ્યા. તો ૧૯૨૫ માં શ્રીમતી લીલાવતી મુનશી જુદી જુદી વ્યક્તિઓનાં નાનાં છતાં તાદૃશ 'રેખાચિત્રો' લઈ આવ્યાં; બટુભાઈ ઉમરવાડિયાએ 'મત્સ્યગંધા અને બીજાં નાટકો' આપ્યાં; રમણલાલ વસંત-

લાલ દેસાઈ એમના ત્રણ અંકના નાટક ‘શંક્તિહૃદય’ દ્વારા સાહિત્યના રંગમંચ પર ઊતર્યા. અને કવિ ખબરદારનો કાવ્યસંગ્રહ ‘કલિકા’ આ જ વર્ષે પ્રગટ થયો.

૧૯૨૭ માં કવિ નાનાલાલનુ બીજું કૌતુકરંગી નાટક ‘વિશ્વગીતા’ બહાર પડયું અને એણે વાચકો તથા વિચારકોની આંખો પોતા તરફ આકર્ષી. ૧૯૨૮ માં આપણા જાણીતા વાર્તાકાર ‘ધૂમકેતુ’ (ગૌરીશંકર જોષી)એ પોતાની વાર્તાઓ ‘તણખા’ નામે પ્રગટ કરી અને આવતાવેંત એમણે સર્વશ્રેષ્ઠ નવલિકાકારની કીર્તિ મેળવી લીધી.

૧૯૨૯ માં ગુજરાત સાહિત્ય સભા (અમદાવાદ) તરફથી એક સરસ પગલું ભરાયુ. આખા વર્ષ દરમિયાન લખાયેલાં જુદા જુદાં પુસ્તકો પર એણે અધિકારી વિવેચક પાસે વિવેચન લખાવ્યુ. આમાં પહેલ થઈ શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકથી.

૧૯૨૮ માં કવિ નાનાલાલના ‘નાના નાના રાસ’નો બીજો ભાગ અને મુનશીનુ પ્રણાલિકાભંગ ગજવતું અને જૂનવાણી લોકોને પડકારતું નાટક ‘કાકાની શશી’ આવ્યાં. એ નાટકે આપણા ગુજરાતના યુવક–યુવતીઓને તખતા પર ઉતારી દીધા! ૧૯૨૯ માં રામનારાયણ પાઠક ‘દ્વિરેફ’ નામ ધારણ કરીને ‘દ્વિરેફની વાતો’ લઈને આવ્યા, અને એ વાર્તાઓએ પોતાનુ સ્થાન ધૂમકેતુની વાર્તાઓ જોડે લઈ લીધું.

૧૯૩૦–૩૧ માં ફરી નાનાલાલ ‘અકબરશાહ’ અને ‘સંઘમિત્રા’ નાં બે નાટકો આપી પોતાની કીર્તિ વધારે છે, તો કવિ ખબરદાર પણ ૧૯૩૧ માં તત્ત્વજ્ઞાનથી ભરપૂર

'દર્શનિકા' કાવ્ય આપે છે, ને રામનારાયણ પાઠક 'સ્વૈરવિહાર' નામના કટાક્ષમય લેખોથી એક નવો જ પ્રકાર ખેડે છે. ઉમાશંકર જોષી નામના ઊગતા કવિ 'વિશ્વશાંતિ' નામનું કાવ્ય પણ આ જ વર્ષમાં લખે છે.

૧૯૩૨ માં નરસિંહરાવ દિવેટિયાના 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' નો બીજો ભાગ પ્રગટ થયો, ને એમને પરદેશી વિદ્વાનોએ પણ સત્કાર્યા. ૧૯૩૩ માં નવી દૃષ્ટિ, નવી ભાવના, નવા તનમનાટવાળા કવિ સુન્દરમ્ (ત્રિભુવનદાસ લુહાર) તરફથી કાવ્યસંગ્રહ 'કાવ્યમંગલા' પ્રગટ થયો. મુનશીએ 'લોપામુદ્રા' નવલકથા આપી, ને રમણલાલ દેસાઈએ જેના ચાર ભાગ થવાના હતા તે 'ગ્રામલક્ષ્મી' વાર્તાનો પહેલો ભાગ આપ્યો.

૧૯૩૪ માં પેલા જુવાન કવિ ઉમાશંકરનો સરસ કાવ્યસંગ્રહ પ્રગટ થયો 'ગંગોત્રી' નામે. એ સંગ્રહને ગુજરાતે ખૂબ જ વધાવી લીધો, ને ગુજરાતમાં ઉમાશંકર તથા સુંદરમનાં નામ સાથે ગવાવા લાગ્યાં. ૧૯૩૫ માં કવિ નાનાલાલ-હજી સર્જનનો થાક જેને લાગ્યો નથી એવા એ કવિએ 'કેટલાંક કાવ્યો' નો ત્રીજો ભાગ પ્રગટ કર્યો.

*

અને આમ ૧૮૮૬ થી ૧૯૩૫ સુધીનાં પચાસ વર્ષમાં સાહિત્ય ધોધમાર પ્રગટ્યું. સમર્થ લેખકો આવ્યા, વિવિધ સાહિત્યપ્રકારો સમર્થ રીતે ખેડાયા, ગુજરાત સંસ્કારી બન્યું અને 'શું શાં પૈસા ચાર'વાળી ગુજરાતી ભાષા એના મધ્યાહ્ને પહોંચી.

પહેલા વિવેચક

## નવલરામ

**પંડ્યા** લક્ષ્મીરામ માણેકચંદ સુરતમાં ગુમાસ્તી કરતા હતા. જાતે વિસનગરા નાગર બ્રાહ્મણ. એમનાં પત્નીનું નામ નંદકોર. નવલરામ એમનો એકનો એક દીકરો. નંદકોર દીકરાની હયાતીમાં જ ગુજરી ગયાં, ને લક્ષ્મીરામ, નવલરામના મરણ બાદ થોડેક દિવસે અવસાન પામ્યા. નવલરામની જન્મ તારીખ ૧૮૩૬ના માર્ચની ૯ મી.



નંદકોર આમ તો અભણ; પણ નાનો નવલરામ એની કને બેસે, એકડે એક લખે, મા તે જુએ, જોઈને ભૂસી નાખે, દીકરો ફરી લખે–ને એમ ગાડું ચાલે. ધીરે ધીરે

નવલરામે ગોવિંદ મહેતાની ગામઠી નિશાળે જવા માંડ્યું. ત્યાં આઠમા વર્ષ સુધી ભણ્યો; પછી દુર્ગારામ મંછારામ મહેતાજીની સરકારી ગુજરાતી નિશાળે બેઠો. અગિયારમે વર્ષે અભ્યાસ પૂરો થયો. પરીક્ષામાં પરિણામ સારું આવ્યુ ને તેથી પાઘડી ને પુસ્તકો ઇનામમાં મળ્યાં. આ પરિણામને લીધે અંગ્રેજી હાઈસ્કૂલમાં એને મફત વિદ્યાર્થી તરીકે દાખલ કરવામાં આવ્યો. સત્તરમે વર્ષ એટલે ૧૮૫૩ માં એણે શાળા છોડી.

આ થઈ બાળપણની ને કિશોરાવસ્થાની વાત. અભ્યાસમાં અકલ, પૂરતું ધ્યાન, ચીવટ ને ઉત્સાહ. બીજા છોકરા રમે ત્યારે પોતે આકાશ, સૂર્ય, ચન્દ્ર ને તારા તરફ જોઈ વિચારમાં ડૂબી જાય. રમતગમત કરેલી નહીં, એટલે શરીર દૂબળું રહી ગયેલું. પણ ભણવામાં ચિત્ત એવું ચોંટેલું કે ઓરી આવેલા ત્યારેય નંદકોરને કહે: 'મા, મને કેડે બેસાડીને પણ નિશાળે લઈ જા; ઘરે મને નહીં ગમે!' ને મા ખરેખર એમ કરતી. સ્વભાવે પણ નવલરામ ટેકી ને સ્વમાની. તે સમયે નિશાળમાં ભૂમિતિ અને ઘન સમીકરણ શીખવાતાં—નવલરામ તેમાં એક્કો ગણાતો; ને શિક્ષકોને એને માટે સારી આશા હતી.

હજી તો અગિયારમું હમણાં બેસે છે, ત્યાં શિવગૌરી સાથે એનુ લગ્ન થાય છે; પણ દશેક મહિને તે બિચારી ગુજરી જાય છે. બીજું લગ્ન લેવાય છે—ચૌદ વર્ષની ઉંમરે, મણિગૌરી સાથે. મણિગૌરી ત્યારે નવ વર્ષની. એ લગ્ન સારું સુખી નીવડ્યું. નવલરામ, આ સમયથી સ્વામીનારાયણના મંદિરમાં

રોજ સાંજે જાય અને સાધુઓ પાસેથી વાતો સાંભળે, ને સહજાનંદસ્વામીને સમર્થ મહાપુરુષ તરીકે ત્યારથી ગણતા થયા.

૧૮૫૪ માં સુરતની અંગ્રેજી હાઈસ્કૂલમાં નવમા આસિસ્ટંટ તરીકે નવલરામને નોકરી મળે છે. પગાર રૂપિયા દશ! ત્યાં સાત વર્ષ રહ્યા, એટલે ઉપર ચડયા ને ચોથા આસિસ્ટંટ બન્યા. તે વર્ષની આખરે ૧૮૬૧ માં પગાર થયો સાઠ. ડીસા એન્ગ્લો વર્નાક્યુલર સ્કૂલના હેડમાસ્તરની કામચલાઉ જગા મળી. તે ત્યાંથી પાછા આવી, ૧૮૬૪ સુધી સુરત હાઈસ્કૂલમાં જ રહ્યા.

આ અરસામાં એક બનાવ બન્યો. મુંબઈના 'રાસ્ત ગોફ્તાર અને સત્યપ્રકાશ' માં સુધારાવાળા શેઠિયાઓએ એક જાહેરખબર છપાવી, 'મહારાજ લાઈબલ કેસ' સંબંધી ઉત્તમ કવિતા લખી મોકલનારને રૂપિયા ૨૫૦ નું ઈનામ આપવાનું ઠરાવ્યું. નવલરામે કવિતા લખી–૨૫૦ પાનાં ભરીને! નર્મદાશંકર કવિને આ જાણીને અચંબો થયો. વાતવાતમાં સાડા સાત મહિના નીકળી ગયા, તોય પરિણામ જણાયુ નહીં. છેવટ પરીક્ષકોએ અડધું ઈનામ નવલરામને આપવાનો ઠરાવ કર્યો; પણ સ્વમાની કવિએ આ ઠરાવથી નારાજ થઈ ઈનામ લેવાની ના પાડી ને પોતાની કવિતા વિશે 'શ્રી નર્મદાશંકર લાલશંકર દવે', અને 'શ્રી દલપતરામ ડાહ્યાભાઈ, ગુજરાત પ્રાંતના કવીશ્વર' પર પત્ર લખી કવિતાની પરીક્ષા કરવા વિનંતિ કરી પણ તેનો જવાબ પણ મળ્યો હોય એમ જણાતું નથી. ઘોડા પર ચાબૂક ઉગામાઈ–નવલરામે કલમ વધુ જોરથી ચલાવવા માંડી.

એક બાજુ, આ કવિતા અંગે ક્રોધ હતો, પત્રો લખાતા હતા, ત્યારે બીજી બાજુ 'વીરમતી' નાટકનું ખોખું તૈયાર થતું હતું; તર્કસંગ્રહનો અભ્યાસ થતો હતો, અંગ્રેજી પુસ્તકો ને સંસ્કૃત પુસ્તકો ખરીદાઈ ને વંચાતાં હતાં. દરમિયાન શાળાના હેડમાસ્તર તરીકે કેટલીક ગૂંચો સંબંધી વહેવારુ ફરિયાદ તેઓ ઉપરીને કરે છે ને પોતાની ચતુરાઈ સાબિત કરે છે; તો વળી નર્મદાના પૂલના પ્રશ્ન અંગે તેઓ એક અંગ્રેજ ગૃહસ્થને પોતાની ગણિતબુદ્ધિ વડે ચકિત કરી, તેની પાસેથી પ્રમાણપત્ર મેળવે છે. સાથે સાથે ૧૮૬૬ માં પગારનો આંકડો એંસી પર પહોંચે છે. સુરતની ટ્રેનિંગ સ્કૂલમાં હેડમાસ્તરની જગા માટે ઉમેદવારી કરે છે, પણ નિરાશા મળતાં, પાછા કલમ ને કાગળ લઈ મંડી પડે છે. અંગ્રેજી પુસ્તકોનુ વાંચન પણ ધીરે ધીરે વધતું રહે છે. પણ નસીબ બળિયું તે, ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તર બીજી નોકરીએ ગયા ને નવલરામ રૂપિયા સોના પગારે ત્યાં ગોઠવાયા. આ પછી તો કલમને થાક એમણે અવડાવ્યો જ નથી.

૧૮૬૭ માં, એક જાણીતા ફ્રેન્ચ લેખકના રમૂજી અને ઉપદેશવાળા નાટકના અંગ્રેજી ભાષાંતર પરથી 'ભટનું ભોપાળું' નામનું ગુજરાતી નાટક તેઓ રજૂ કરે છે આ નાટકના પાત્રો—ચંદા, નથ્થુશા, ઝૂમખાશાહ, શિવકોર ભટાણી અને ભોળા ભટ આજેય આપણને હસાવી શકે છે.

આ નાટક વિશે શિવલક્ષ્મી નામની બાઈએ કહેલું કે "આ પુસ્તક છપાયું ત્યારે અમે બધાં અચંબામાં પડયા કે આ મૂગા મતરંગ જેવાએ આવું અસ્હી અસ્હીને ભરી જઈએ એવું સ્હી રીતે લખ્યું હોસે?"

નવલરામની હાસ્યરસની સમજણ વિશે નર્મદાશંકરને શંકા ઊપજે છે ને એ એની ટીકા કરે છે, તો નવલરામ એને જવાબ વાળે છેઃ 'કવિ, રાખો હવે, તમે તો હાસ્યરસનું શાસ્ત્ર લગીરે સમજતા નથી!'

નવલરામની પેલી 'જનાવરની જાન'વાળી ગરબીમાંયે કવિ બાળલગ્નની ઠેકડીનું જ શાસ્ત્ર અજમાવે છે. જુઓ થોડી લીટીઓ:

" જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે,
બકરીબાઈનો બેટરો, પરણે છે આજે.
ઠીક મળી ઠઠ લોકની, જરા ઠામ ન ઠાલો,
દોડે વરનો બાપ ત્યાં દડબડ દાઢીવાળો. "

ને આ સાજનમાજનમાં કોણ કોણ હતું? તો કેઃ

" સાજને શ્રેષ્ઠ ઊંટડાં હીંડે ઊંચી ઓડે,
એનાં અઢારે વાંકડાં કામદારોની જોડે;
ટટ્ટુઓ ટગુમગુ ચાલતાં, પૂંઠે ગરીબ ગધેડા,
હાજી હાજી કરી હીંડતા ઠીકાં વિના અતેડા. "

અને વરરાજા કેવોક છે?

" વરરાજા બે માસનું, બાળ બેં બેં કરતું,
ઝડપાયું ઝપ ઝોળીમાં, મન માડીનું ઠરતું. "

બાળલગ્ન પર આ કટાક્ષ છે. આ વરઘોડામાં બકરીબાઈએ કોને કોને તેડ્યાં છે?

" ભેંસ, ભૂંડણ ને ઊંટડી, ઘેટી, ઘોડી, ગધેડી,
ગાય, બિલાડી, ઉંદરડી ને એક કૂતરીયે તેડી,
વાંદરીઓ નથી વીસર્યાં, દસ વીસ આ કૂદે,
સાથે સામટાં ગાઈ સૌ સાત સૂરને છૂંદે!

" કોઈ બે' બે' કોઈ ભે' ભે' કરે, કોઇ ભૂંકતી ભૂંડું,
કોઇ ચૂ ચૂં મ્યાઉં કરે, વેર વાળે કો કૂડું."

અને કવિ બકરીબાઈની જાનની ઠાવકી મશ્કરી કરે છેઃ

" હૂક હૂક કરતી વાંદરી જોજો, નાચે છે કેવી!
ધન ધન બકરી! ન કોઇની, જાન તારા તે જેવી!
ચાર પગાંની જાન આ, જોડી બે પગાં સારુ,
સમજે તો સાર નવલ બહુ, નહી તો હસવું તો વારુ!"

સમજીએ તો આપણી જ આ મશ્કરી છે, ને ન સમજીએ તોય બકરીબાઈની આ જાનની વાત સાંભળી એમ ને એમ હસવું તો આવશે જ.

એક બાજુ લખતા જાય છે, તો બીજી બાજુ સંશોધનનું, નોંધોનું, નકલોનું, વાર્તાનાટક માટે વસ્તુ, પાત્ર, પ્રસંગોની કલ્પનાનું કામ ચાલુ જ છે, ને ૧૮૬૮ માં ટ્રેનિંગ સ્કૂલમાં તેઓ એકસો વીસને પગારે કાયમ થાય છે.

આની પછી આવે છે 'વીરમતી નાટક.' નાટક તરીકે એ નબળું છે, પણ એમાંની કવિતા વાંચી, કવિ નર્મદાશંકર, પ્રસન્ન થઈ, ખુદ નવલરામને ઘરે, એમને અભિનંદન આપવા ગયેલા એ હકીકત છે. આ સાથે 'વિવેચન' પણ નવલરામ આરંભે છે, ને કેટલાંક સારાં પુસ્તકોનાં તટસ્થ ને વિદ્વત્તાભર્યાં વિવેચનો લખીને તેઓ પ્રગટ કરે છે. ૧૮૭૦માં ટ્રેનિંગ સ્કૂલ બંધ થઈ એટલે નવલરામ સવાસોને પગારે અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં વાઇસ પ્રિન્સિપાલ નિમાયા, ને ૧૮૭૬ સુધી ત્યાં રહ્યા. ગુજરાત 'શાળાપત્ર'નું તંત્રીપણું અને 'બાળવિવાહનિષેધક મંડળી'નું

મંત્રીપણુ એ બે કામ તેમણે માથે લીધાં, એ બે વડે 'બહાર પડયા', એ બે ઉત્સાહથી બજાવ્યાં ને અમદાવાદ છોડયું ત્યાં સુધી હાથમાં રાખ્યાં. અમદાવાદમા એમણે રાવસાહેબ મહીપતરામ નીલકંઠ, કર્ટિસ સાહેબ, રાવસાહેબ કીર્તિકર, ને કવિ દલપતરામનો પરિચય સાધ્યો. અમદાવાદમાં એમનું મન કંઈક થાળે પડે છે ઉછાળાને બદલે કંઈક ઠરેલપણું આવે છે, ને કોરા કાગળની એમની મોટી નોટબૂકમાં માત્ર બુટ્ટાઓને બદલે 'શાળાપત્ર' માટે છાપવાનાં લખાણ સંઘરાતાં રહે છે. ૧૮૭૦ થી ૧૮૮૮ સુધી તેમણે સાહિત્ય મારફતે લોકસેવાનું જ કામ કર્યું છે

૧૮૭૧ માં તેમણે 'શાળાપત્ર'માં સંસ્કૃત મેઘદૂતનું નવા મેઘછંદમાં ગુજરાતી ભાષાંતર શરૂ કર્યું; 'બાળલગ્ન બત્રીશી' લખી, કેળવણી, શિક્ષકનો ધંધો, નિશાળનો વખત, ભાષા તથા જોડણી તથા દેશી પિંગળ વિશેના લેખો એમની આ દિશામાંની પ્રવૃત્તિના સૂચક છે. આ સાહિત્યસેવા દ્વારા એમણે ઉત્તમ વિવેચક તરીકેનું પદ મેળવી લીધું છે એમાં શંકા નથી.

૧૮૭૬ માં નવલરામ રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ બને છે, ને એકસો ચાળીસથી શરૂઆત કરી, બસોએ પહોંચે છે. રાજકોટમાં બાર વર્ષ તેમણે ગાળ્યાં. આ અરસામાંના લેખો શિક્ષણને તથા સામાન્ય જ્ઞાનને લગતા છે. ઉપરાંત દેશી કારીગરીને ઉત્તેજન, બાળલગ્ન, બળાત્કારનું વૈધવ્ય, નાતસુધારો, બાપદાદાનો ધંધો, ખરો દેશાભિમાન, સ્વભાષાનું અગત્ય વગેરે નિબંધો તથા લેખો પણ નવલ-

રામનું ઠરેલપણું અને ગંભીરતા દેખાડવા પૂરતા છે. એમની કવિત્વશક્તિ, રસિકતા, સુંદર શૈલી, લોકસ્વભાવની પરીક્ષા, દેશપ્રીતિ, ધાર્મિકતા વગેરે લક્ષણો બતાવતી 'બાળ ગરબાવળી'ને પણ કેમ ભૂલાય ? તે સાથે 'ઇતિહાસની આરસી' અને 'ગુજરાતની મુસાફરી' ને પણ સંભારવી જોઈએ.

સુરતીઓનો શોખીલો સ્વભાવ, ચરોતરીઓની જાડી બોલી, અમદાવાદીઓનો ઉદ્યોગ ને કરકસર, કાઠિયાવાડીઓની મીઠાશ ને ખટપટનું આટલા ઓછા શબ્દોમાં આવું સુંદર રસિક બ્યાન બીજા કોણે આપ્યું છે ? અહીં, રાજકોટમાં જ, સાહિત્ય, સમાજ, દેશ વગેરેની વિવિધ યોજનાઓમાં નવલરામ ગુંથાઈ ગયેલા નજરે પડે છે. આમ છતાં, રાજકોટમા જાહેર મંડળી કે સભા કે એમાંનું કશુ જ નથી એટલે એમનો જીવ તો ચણચણે જ છે.

નવલરામને કમળા નામે દીકરી હતી. બાળલગ્નનિષેધક મંડળીના નિયમ પ્રમાણે અથવા પોતાના વિચાર મુજબ એમણે એને મોટી થવા દીધી, પણ પછી ધારેલી ઉંમરે પહોંચતાં વર ન મળ્યો ! ઠેકઠેકાણે ફાંફાં માર્યાં, ને રોજેરોજ રસ્તો ન સૂઝતાં દિલદુઃખ અનુભવ્યું; છેવટ પોતાના બાળપણના મિત્ર નરભેરામની પત્ની ગુજરી ગઈ, એટલે કમળાને એની સાથે વરાવી નવલરામને કંઈક જંપ વળ્યો.

૧૮૮૧-૮૨ માં ૪૫-૪૬ ની ઉંમરે તો નવલરામ ઘરડા લાગવા માંડયા. રાત્રે બારેક વાગ્યા લગી એ જાગતા. વાંચતા, લખતા, કલ્પના કરતા, જ્યારે નવદસ વાગ્યે ઊઠતા, રોજનાં પચાસ પોણોસો પાન, પાશેરેક તંબાકુ ને નવટાંક

નરભેરામને એકાંતમાં બોલાવીને કહ્યું, "હવે મારી ઘડી આવી પહોંચી છે. છતાં હું શાંત રહીશ. મારી પાછળ રોવા કૂટવાનું કરશો નહીં. નહીં તો મારા ઈશ્વરસ્મરણમાં ભંગ પડશે." નરભેરામે ખાતરી આપી. પછી બધાં ભેગાં થયાં. સૌની આંખ ભીની હતી. નવલરામે પૂછ્યું, 'કોઈને કાંઈ કહેવું છે?' કોઈ કશું બોલ્યું નહીં, એટલે એમણે કહ્યું, 'ચાલો, ત્યારે રામનામ લઈએ. સચ્ચિદાનંદ! દીનબંધુ! દીનાનાથ! હે પ્રભુ, આ મારો હાથ પકડ ને ઉગારી લે.' સ્તવન ચાલતું રહ્યું ને ત્રણ આંચકીઓ આવી. દેહના બંધ તૂટી ગયા. ૧૮૮૮ ના ઓગસ્ટની ૭ મી તારીખે મંગળવારે મધરાતે નવલરામ દુનિયાની વિદાય લઈ ગયા.

*

વાંચવું, વિચારવું ને લખવું: આ ત્રણ ક્રિયાઓ એમના જીવનમાં, સમુદ્રના મોજાંની માફક, ઉછળતી રહી હતી. જીવનભર તેમણે પ્રવૃત્તિ કરી હતી, ને આજે આપણે એમને પ્રથમ પંક્તિના શિક્ષક, સમાજસુધારક, દેશભક્ત અને સાહિત્યકાર તરીકે ઓળખીએ છીએ.

ગુજરાતી વિવેચનની ગાદીના એ સ્થાપનાર હતા, એમને કેમ કોઈ ભૂલી શકશે?

## પહેલા નવલકથાકાર

# નંદશંકર મહેતા

કુરણ વાઘેલો, કૌલાદેવી, દેવળદેવી, માધવ, અલાઉદ્દીન ખીલજી : આ નામો તો આપણે ખૂબ સાંભળ્યાં છે. એ ઇતિહાસ વાંચીને આપણને રોમાંચ પણ થાય છે. બિચારા કરણઘેલાની છેલ્લી દશા જોઈને આંખમાંથી આંસુ પણ સરી પડે છે. આ ઈતિહાસની વાતને, સુંદર રીતે બહેલાવીને નવલકથામાં નંદશંકર તુળજારામ મહેતાએ રજૂ કરી છે. નંદશંકર આપણા પહેલા નવલકથા લખનારા; ને એમની 'કરણઘેલો' નવલકથા આપણી પહેલી નવલકથા. લેખક ધારતે તો એ વાર્તામાંથી સારું કમાતે પણ તે પ્રસિદ્ધ કરવાનું એમનું ગજું નહોતું એટલે નંદશંકર માસ્તરે હજાર રૂપિયાનું ઈનામ સ્વીકારીને એનો કોપીરાઈટ સરકારને આપી દીધેલો. આપણી સારી ગણી શકાય એવી એ પહેલી ઈતિહાસને લગતી નવલકથાનો એ ઇતિહાસ ધ્યાન રાખવા જેવો છે.

*



સુરતમાં, ગોપીપરામા, સેતાન ફળિયાને નાકે, ભટ્ટજીના વૈષ્ણવમંદિરની સામે એક ભાડાના મકાનમા એ રહેતા. એમના પિતા તુળજાશંકર અને ગંગાલક્ષ્મીનો સંસાર ઠીક ઠીક ચાલતો. જ્ઞાતિએ તેઓ વડનગરા ગૃહસ્થ પાચ રૂપિયાના પગારથી જકાતખાતામા નોકરીની એમણે શરૂઆત કરેલી, ને અવસાન વખતે રૂપિયા પંદર સુધીને દરજ્જે પહોચેલા! માણસ ગરીબ છતાં પ્રામાણિક, નિરભિમાની, સાદા, સીધા, નિખાલસ ને કંઈક ટોળિયા સ્વભાવના. ગંગાલક્ષ્મી ઘરઘેલા ને ઘરરખુ. શરીરે ભારે બાંધાના, કંઈક શ્યામવર્ણા છતા મો પર નરમાશ, સ્નેહ ને ખરાપણાની ચોખ્ખી છાપ, કામગરા પણ ભારે. નંદશંકર પર એમને ખૂબખૂબ વહાલ

આ ઘરમા, ઈ. સ. ૧૮૩૫ની ૨૧મી એપ્રિલે એટલે વિ. સં. ૧૮૯૧ ના ચૈત્ર વદ ચોથને દિવસે નંદશંકરનો જન્મ થયો.

નંદશંકર મોટા થયા, કમાતા થયા છતાં એમના પિતા તો નોકરી કરતા જ રહ્યા. પુત્રને સોનો પગાર મળતો

એમણે જોયેલો; પુત્રની વહુને લક્ષ્મીની માફક ઘરની શોભા વધારતી એમણે જોયેલી. છેલ્લા દિવસોમાં કેન્સરના રોગના ભોગ બન્યા, ને હવે લાગ્યું કે આગું ટકાય એમ નથી ત્યારે પુત્રવધૂને પાસે બોલાવી કહેઃ "તું બીશ મા; આ ટોલ્લે બેસી રહીશ ને તને કનડનારને ખાઈ જઈશ." નાનકડી પુત્રવધૂએ ખૂબ ચાકરી કરી. નંદશંકર પોતે તો રોજની માફક શાળામાં ગયા હતા. પિતાની તબિયત કાંઈક વિશેષ બગડેલી નહીં હતી. એવામાં ખબર આવી કે હાલત બહુ બૂરી છે. શાળા છોડી ઘેર આવવા પોતે નીકળ્યા. ઘોળાકૂવા પાસે આવ્યા ત્યાં જાણવા મળ્યું કે ખેલ તો ખલાસ થઈ ચૂક્યો છે! પુત્ર ગામમાં ને ગામમાં છતાં પિતાના મરણ સમયે એમની પાસે નહીં. લોકોએ કહ્યું: "થવા કાળ, ભાઈ!"

નંદશંકર સોળના ને એમનાં 'વહુ' ચાર વર્ષનાં હતાં, ત્યારે વિવાહ થયેલા. ગંગાલક્ષ્મી તો ખુશ ખુશ. વહુને તો લક્ષ્મીની માફક પૂજતાં ને ઢીંગલીની માફક રમાડતાં. 'વહુ' નંદગૌરી કહેતાં: "પહેલે દહાડે હું સાસરે ગઈ ત્યારે મારાં સાસુજી મને કેડે લઈ બધા મહોલ્લાવાળા કને, મલકાતે મોંએ ગયેલાં તથા ઉછળતે હૈયે નાની વહુ સૌને બતાવેલી." આ બેનાં લગ્ન જ્યારે નંદશંકર એકવીસના, ને નંદગૌરી નવ વર્ષનાં હતાં ત્યારે થયેલાં. 'કરણઘેલા'ના અગિયારમાં પ્રકરણમાં લેખકે જાતઅનુભવથી જ દેવળદેવી વિશે લખ્યું જણાય છે. ગમે તે હો, જે સુખ નર્મદાશંકર કવિના નસીબમાં નહોતું તે શરીરસુખ, પુત્રસુખ, ધનસુખ અને સુલક્ષણી પત્નીનું સુખ

નંદશંકરને તો હતું જ. નંદશંકરનાં પ્રેમાળ મા શાંત, વત્સલતાની મૂર્તિ. છત્રીસ વર્ષની વયે અવસાન પામ્યાં. નંદશંકરને ત્યારે લાગેલું: "અમારું ઘર ખરે જ ભાંગ્યું." એમનું ચિત્ત ન લાગે વાંચવામાં, ન લાગે ભણવામાં.

નંદશંકરના જીવનમાં એક અગત્યનો બનાવ બનેલો તે સુરતમાં ૧૮૩૭ ની ૨૪ મી એપ્રિલે સોમવારે લાગેલી ભયંકર આગ. નંદશંકરની ત્રીજી સાલગીરી બરાબર આગને દિવસે જ એટલે ચૈત્ર વદ ચોથને દિવસે જ હતી! નંદશંકરે 'કરણઘેલા' માં કેશવના મૂઆ પછી ને ગુણસુંદરી સતી થઈ પછી પાટણની મોટી આગ તથા ખાનાખરાબીનું જે વર્ણન કર્યું છે તેમાં આ અનુભવની ચોખ્ખી છાપ દેખાય છે.

ઈ. સ. ૧૮૨૬ માં અંગ્રેજ સરકાર તરફથી પહેલવહેલી ગુજરાતી શાળાઓ ખોલવામાં આવેલી. ગોપીપુરાની શાળાના મહેતાજી પ્રાણશંકર પછી ત્રિપુરાશંકર હતા. સરસ શીખવે. ગણિત તો આજના મેટ્રિકથીયે ચડતું. નંદશંકરનો ગણિતપ્રેમ અહીં જ શરૂ થયેલો તે આગળ જતાં આ શાળા માટે 'ત્રિકોણમિતિ'નો તરજૂમો પણ પોતે કરેલો. ૧૮૪૨ માં અંગ્રેજી શાળા શરૂ થઈ ને નંદશંકર, દશ વર્ષની ઉંમરે, અંગ્રેજી શાળામાં દાખલ થયેલા. એમના પ્રિય વિષયો ગણિત, ઈતિહાસ ને અંગ્રેજી સાહિત્ય. અંગ્રેજી કવિતા તો ધાણી ફૂટે તેમ મોંએ એ બોલતા. ગ્રીનસાહેબ તે વેળા શાળામાં શીખવતા. એમણે નંદશંકરનું ઓળખાણ અંગ્રેજી નૌકાસૈન્યના કપ્તાન સ્કોટ જોડે કરાવેલું ને પછી તો

જ્યારે જાય ત્યારે 'નર્મદ'ને માટે સ્કોટનો દરવાજો ખુલ્લો જ હોય. આ પરિચયમાથી નર્મદાશંકરને ઘણુ ઘણું મળ્યું. ગ્રીનની પછી ગ્રેહામ આવ્યા ને એમની પણ ઘણી મહેરબાની એમણે મેળવેલી. અભ્યાસના કામ સાથે, ૧૮૪૯ થી તો નીચલાં ધોરણોમાં પોતે પણ શીખવવા લાગ્યા! એમના પહેરવેશમા પાઘડી ને અંગરખું!

૧૮૫૨ ની પહેલી જૂને ઉત્તર વિભાગની શાળાના સુપરિન્ટેન્ડન્ટના હાથ નીચે કારકુનની જગા એમને મળી. આબરૂ ને પગાર બેય વધ્યાં

૧૮૫૫ માં નંદાગૌરી સાથે નર્મદાશંકરનુ લગ્ન થયું. ૧૮૬૫ મા એમની નવલકથા 'કરણઘેલો' લખાઈ

નંદશંકર પોતાની માના પિતા સૂરજલાલ દેસાઈ સાથે ઓલપાડ ને તેની આસપાસના નાના ગામોમાં ખૂબ ફરેલા ને તેથી કુદરતને નજરોનજર જોયેલી. એની છાપ મન પર જબરી પડેલી અને 'કરણઘેલો' વાચનાર જોઈ શકશે કે એમાના વર્ણન આ જ કારણે, સચોટ, સરસ ને સાચાં છે ૧૫ ને ૧૬ મા પ્રકરણો ખરેખર, આ રીતે, વાચવા જેવા છે. તેવું બીજાં પ્રકરણોનુ પણ છે. અનુભવનો રંગ એ નવલકથામા એમણે પૂરેપૂરો ઉતાર્યો છે. આ પહેલી ગુજરાતી નવલકથાની ખૂબી તો એ છે કે શિક્ષણ–અધિકારી અગ્રેજ રસલસાહેબે નંદશંકરને અગ્રેજી ગાથા તથા વાર્તાના જેવા ગુજરાતીમા પુસ્તકો તૈયાર કરાવવાની પોતાની મરજી જણાવેલી ને એવી એક વાર્તા બનાવવા કહેલું. તે ઉપરથી નંદશંકરે આ વાર્તા લખેલી! આ વાર્તા લખતી વેળા

નંદશંકર અંગ્રેજી શાળાના મુખ્ય શિક્ષક હતા, ને તેમનું વય ત્રીસ વર્ષનું હતું.

નંદશંકરનાં પત્નીએ કહ્યું છે કે: "ઘરમાં એક લીંપેલી કોઠી હતી, તેમાં લખેલાં કાગળિયાં એ રાખતા; જમીન પર બેસી ઘૂંટણ ઉપર કાગળ મૂકી સડસડાટ લખ્યે જતા; ન મળે મેજ કે ન મળે ખુરશી, પોતે ભલા ને પોતાની ચટાઈ ભલી. લખવામાં એટલા તલ્લીન થઈ જતા કે શાળામાં જવાનો વખત થઈ જતો ત્યારે મારે ઉપર આવીને ધૂનમાંથી જગાડવા પડતા. પોતાનું લખેલું મિત્રોમાં વાંચી સંભળાવતા ને આગળ લખતા."

ગુજરાતના ઇતિહાસમાંથી એમને ચાંપાનેરની પડતી, સોમનાથનો નાશ ને ગુજરાત પર અલાઉદ્દીનની ચડાઈઃ આ ત્રણ પ્રસંગ ગમતા હતા. તેમાંથી છેલ્લો વધુ પસંદ કર્યો. નંદશંકર પોતે કહેતા કે: 'લખતાં લખતાં વિચાર એટલા ઉભરાતા કે હું ઘણીવાર અટકી જતો. કદાચિત જ મારે છેકવું પડતું. સવારે, સાંજે, હું લખતો તથા બપોરે શાળામાં જતો.'

આ નવલકથામાં ભાવ મહાન ને ગંભીર છે; આશય ઊંચો ને શ્રેષ્ઠ છે; વિષય વિસ્તારેલો અને ટકી રહે તેવો છે.

૧૮૬૮માં કરણઘેલાની પહેલી આવૃત્તિ બહાર પડી.

આ પછી નંદશંકરનો ઉદય પામેલો ભાગ્યસૂર્ય ધીરે ધીરે મધ્યાહ્‌ને જ ચડતો ગયો છે. કેળવણીખાતામાં અંગ્રેજી શાળાના માસ્તર પછી હેડમાસ્તર અને છેવટે ટ્રેનિંગ કૉલેજના હેડમાસ્તર મટી એ ૧૮૬૭માં મુલકી ખાતામાં ગયા.

અંકલેશ્વર અને ધંધુકા ખાતે મામલતદારી કરી એસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ થઈ એ દેવગઢબારિયા ગયા. ૧૮૭૫ માં લુણાવાડા ને સૂંથના એ વહીવટદાર નિમાયા. ૧૮૭૭ માં રાવબહાદુર બન્યા. ૧૮૮૦ માં કચ્છના દીવાન થયા અને ૧૮૮૩ માં ગોધરે પોતાને અસલ પદે એ પાછા ફર્યા. ૧૮૮૪ માં નાંદોદ ખાતે મુખ્ય મહેસૂલી અધિકારી નિમાયા. બાવીસ વર્ષ બહાર રહી, ઘેર આવ્યા ને સુરત સુધરાઈ દ્વારા લોકસેવામાં સામેલ થયા. આ પછી ડુમસમાં તેમણે નિરાંતનો શ્વાસ લીધો.

નિવૃત્ત થયા ત્યારે આંખની સ્થિતિ બગડેલી, લખવાનું બને નહીં, એટલે પાછું દાખલા ગણવાનું કામ હાથમાં લીધું. ફરીથી ભૂમિતિ ગણવા માંડી–સવાર ને સાંજ સ્લેટ ને પેન, બીજું કાંઈ નહીં! સ્લેટ ધૂએ પોતે જ, ને પેન તીણી પણ કરે પોતે જ. કોઈ એ કામ ન કરવાનું કહે તો કહેતા: "ના ભાઈ, ના; લખો ને ભૂસો, લખો ને ભૂસો! એ તો મારા બાબરા ભૂતનું કામ." કાગળો આવે તે વાંચવા, તેના જવાબ લખવા, પુસ્તકો વાંચવાં વગેરે કામ એમના પુત્ર વિનાયક કરે.

૧૮૮૯ માં તેઓ નાસિક-ત્ર્યંબકની જાત્રા કરી આવ્યા. નંદાગૌરીને તીર્થયાત્રાનો શોખ ને નંદશંકરને મુસાફરી કરી રળિયામણા મુલકો જોવાનો શોખ, એટલે ઘાટ બંનેને બંધબેસતો. ૧૮૯૩ માં ગિરનારની યાત્રા થઈ. ૧૮૯૫ માં આરાસુરની જાત્રા કરી. 'કરણઘેલો' માં અંબા ભવાનીનું જે ચિત્ર પોતે દોર્યું છે તેનું બીજ અહીંથી મળેલું.

૧૯૦૩ ના ઑકટોબરની ૧ લી તારીખે વિનાયકભાઈ વિલાયત જવા માટે નંદશંકરથી છૂટા પડયા ત્યારે એમનું કોમળ હૃદય દ્રવી ગયેલું. એમણે ગળગળે સાદે એટલું જ કહ્યું: 'ભગવાન તમારું ભલું કરો.' પણ આ બનાવમાં એક બીજી વિચિત્રતા હતી. વિનાયકભાઈની પરીક્ષાને ચૌદ દિવસ બાકી હતા ત્યારે નંદશંકરની આંખો બંધ થઈ! નંદશંકરના પિતા અવસાન પામ્યા ત્યારે નંદશંકર હાજર નહોતા. નંદશંકર અવસાન પામ્યા ત્યારે વિનાયકભાઈ હાજર નહોતા! કુદરત પણ કેવા ખેલ કરે છે!

આમ નંદશંકરની જીવનલીલા પર પડદો પડયો.

પૂજનીય પિતા, માનપાત્ર 'માસ્તર', પ્રથમ પંક્તિના નવલકથાકાર, ઉત્તમ શક્તિશાળી નાગરિક, ચારિત્ર્યશીલ અને મિલનસાર ગૃહસ્થ, સૂક્ષ્મ બુદ્ધિવાળા વહીવટકર્તા, ને સ્વતંત્ર બુદ્ધિવાળા અને કાર્યશક્તિવાળા પ્રગતિવાદી સુધારક આ નંદશંકરને ગુજરાત કેમ ભૂલી શકશે?

સ્વજનો માટે એ શીળી છાયા આપનાર વટવૃક્ષ જેવા હતા, શિષ્યો માટે એ આદર્શ હતા, પોતાના ને પછીના જમાનાના લેખકોને માટે તેમનું સ્થાન અજોડ ગણાતું. શાંત, પ્રવૃત્તિમય સંસ્કારી જીવન અને હૃદયમાં સમાજ તથા દેશના ઉદ્ધારની લગની–આ વડે નંદશંકર સૌ વર્ગની સલામીને લાયક બને છે.

કામગરા સંન્યાસી

## ગોવર્ધનરામ

" '**સરસ્વતીચન્દ્ર**'નું નામ આપણામાંથી જેણે ન સાંભળ્યું હોય તે ઊભો થાય." માનો કે તમે નિશાળમાં છો, માસ્તરસાહેબ તમને આવો સવાલ એકાદવાર પૂછે. તમે શું કરશો? ઊભા થશો? તો તો એમ થયું કે તમને એ નામની ખબર નથી. તમને થાય તો છે કે કશેક આ નામ સાંભળ્યું છે. એ કોઈ લેખકનું નામ નથી, કોઈ નેતાનું નામ નથી, સાધુનું નામ નથી. એ તો આપણા જાણીતા વાર્તાલેખક શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીની અમર વાર્તા 'સરસ્વતીચન્દ્ર'ના નાયકનું નામ છે! એ તો એમની કલ્પનાએ ઉપજાવી કાઢેલુ છતાં જીવતું જાગતું લાગે એવું પાત્ર છે. બરોબર, બરોબર. એ જ....ને પછી તો તમને ઘણું બધું સૂઝે છે: કુમુદ, કુસુમ, બુદ્ધિધન, ગુણસુંદરી, વિદ્યાચતુર, ધર્મલક્ષ્મી, માનચતુર, ચંદ્રકાંત, અલકકિશોરી, ગાનચતુર, ચંડિકા, દુ:ખબા, વિષ્ણુદાસ, મલ્લરાજ . ને ગણ્યાં ગણાય નહીં એટલાં નામો. આ બધાં પાત્રો ગોવર્ધનરામે



સર્જ્યો છે, એમની નવલકથા 'સરસ્વતીચંદ્ર'ના ચાર ભાગોમાં. આ ગોવર્ધનરામ ટૂંકે નામે પણ ઓળખાય છે અને તે ગો. મા. ત્રિ.

ગોવર્ધનરામનો જન્મ ઈ. સ. ૧૮૫૫ માં, ૨૮મી ઓક્ટોબરે, વિજ્યા-દશમીને દિવસે થયેલો, નડિયાદમાં. એમના પિતા માધવરામ, ન્યાતે નાગર બ્રાહ્મણ, અતિ ધર્મિષ્ઠ, ભારે દયાળુ અને ભલા; એમનાં માતુશ્રી શિવકાશી શરીરે નીરોગી અને વહેવારમાં કુશળ. પણ કમનસીબે શિવકાશીનો ગોરધન નાનપણથી જ માંદો ને ઢીલો. ગોરધન એક વર્ષનો થયો ત્યારે તો એક વાર શિવકાશીને વિચિત્ર બુટ્ટો ઊઠેલો : એક પાડોશણ સાથે પોતાના ગોરધનની અદલા-બદલી કરવાનો ! પણ પછી તો બુટ્ટો બુટ્ટો જ રહ્યો ને ગોરધનની દેખભાળ શરૂ થઈ. ગોરધન વિશે બીજી એક વાત પણ જાણવા જેવી છે. શિવકાશીએ નાના ગોરધનનું સગપણ ગર્ભમાંથી જ પોતાની બહેનપણી કાશીકોરની 'હજી તો જન્મી પણ નહોતી' એવી પુત્રી જોડે કરી નાખેલું !

નાનપણથી ગોરધનને માણભટ્ટની કથાઓ સાંભળવાનો શોખ. રામ ને કૃષ્ણ ને પાંડવો સાથે તો જાણે એ એકાકાર. ઉપરાંત ધર્મિષ્ઠ પિતાની ને ઘરમાં રહેતા એક

મુનિજીની પણ સારી છાપ. જાણો છો, સોળ વરસની ઉમ્મર સુધી તો ગોરધન એક પગે ઊભો રહી, કલાકો સુધી શિવની ઉપાસના કર્યા કરતો!

એના એક પિતરાઈ કાકા હતા–મનઃસુખરામ ત્રિપાઠી એમનું નામ. એમને માધવરામના ઘર સાથે ઘર જેવો સબંધ. વિદ્યા અને સંસ્કારના તેઓ ચાહક. એટલે શિવકાશીએ ગોરધનને એમના હાથમાં મૂક્યો ને એમણે ખરેખર ગોરધનના હૃદય પર ને મન પર અજબ અસર કરી. પાંચ વર્ષની વયે ગોરધન મુંબઈ ભણવા આવ્યો. એણે દલપતરામની પેલી 'સારી ચોપડીઓ સોહાય, હૈયું તે દેખી હરખાય'વાળી કવિતા વાંચી ને પોતાને પણ શૂર છૂટ્યું તે શિવકાશીને પહેલો પત્ર ચોપાઈમાં લખેલો!

૧૮૬૫માં એ નડિયાદ પાછો આવ્યો; અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો. ૧૮૬૮માં કાશીકોરની જ પેલી દીકરી–હરિલક્ષ્મી એનું નામ–જોડે લગ્ન થયાં. હરિલક્ષ્મી તો ખરેખર ગોરધનને લક્ષ્મી જેવી જ નીવડી–ખૂબ પ્રેમાળ, દેખાવડી ને પતિ પર પ્રેમ રાખનારી. ગોરધનથી એ ઉંમરે થોડા મહિના મોટી!

લગ્ન પછી ગોરધન મુંબઈ પાછો આવ્યો, ને એલફિન્સ્ટન સ્કૂલમાંથી સોળ વર્ષની ઉંમરે મેટ્રિકની પરીક્ષા પસાર કરી. શાળામાં ખપજોગાં અભ્યાસનાં પુસ્તકો વાંચી, બાકીના સમયમાં એ બહારનું જ્ઞાન મેળવતો. એનું પરિણામ એ આવ્યું કે એ અનેક વિષયો પર છૂટથી ચર્ચા કરી શકતો. શાળામાં ને મિત્રોમાં બુદ્ધિશાળી વિદ્યાર્થી

તરીકે પંકાયો, ને શિક્ષકોને પણ એને વિષે પ્રેમ વધ્યો. ૧૮૭૩ માં એફ. એ. ની પરીક્ષા તેમણે પસાર કરી. તેજસ્વી વિદ્યાર્થી તરીકે સરસ નામના મળી. વાંચન પણ ખૂબ વધારેલુ. સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્ય પર પ્રીતિ ભારે. લખવાનું પણ આ જ સમયમાં શરૂ કર્યું. એક વાર ગિરનારનાં દર્શન કરવા ગયેલા, ત્યારે તેના પર એક સંસ્કૃત કાવ્ય લખેલું! લેખો લખીને ઈનામો પણ મેળવવા માંડેલાં. ઓગણીસ વર્ષ સુધી તો તેમનું જીવન એકધારું એ રીતે ચાલ્યું, પણ........

પણ હવે મુશ્કેલીઓ શરૂ થઈ. ૧૮૭૪ માં હરિલક્ષ્મી ગુજરી ગયાં. ગોવર્ધનરામ એકલા અટૂલા પડી ગયા. એક બાળકી થઈ હતી તે પણ થોડા દિવસમાં ગુજરી ગઈ. પિતાની 'કૃષ્ણ વાસુદેવ'ની પેઢી પણ તૂટી ને ગરીબાઈ મોં ફાડીને સામી ઊભી રહી. બી. એ માં પોતે નપાસ થયા. તે પછી ૧૮૭૫ માં વીસમે વર્ષે પાસ થયા, ને તે સાથે જ, ભવિષ્યના આ મહાન માનવીએ ત્રણ નિશ્ચયો કર્યા: (૧) વકીલની પરીક્ષામાં પાસ થવું; (૨) વકીલાત કરવી, નોકરી નહીં; (૩) ચાળીસમે વર્ષે નિવૃત્ત થઈ, સાહિત્યસેવા અને સમાજસેવા કરવી. અને ખરેખર, અનેક નાનીમોટી ઉપાધિવ્યાધિઓ આવી તો પણ પોતે ડગ્યા નહીં, ને ૩૦૦ રૂપિયાની, કચ્છ સંસ્થાનમાંથી અંગ્રેજી શાળાના હેડમાસ્તરની નોકરી માટે કહેણ આવ્યું તેય પાછું વાળ્યું, એ વાત એમને માટે માન ઉપજાવે તેવી છે.

૧૮૭૬ માં એમણે વકીલાતનો અભ્યાસ શરૂ કર્યો.

હરિલક્ષ્મીના અવસાન પછી એમનાં લગ્ન, શિવકાશીબાએ મારીઠોકીને લલિતા નામની એક કન્યા સાથે કરી નાખ્યાં ને ગોવર્ધનરામ ફરી સંસારનું ગાડું ખેંચવા લાગ્યા.

૧૮૭૯માં ભાવનગરના દીવાન રા. સામળદાસ પરમાનંદદાસે એમને પોતાના મંત્રી તરીકે ભાવનગર તેડ્યા. કુટુંબનું ભરણપોષણ કરવાનું; પિતાનો કરજભાર દૂર કરવાનો, બીજી એલએલ. બી.નું સત્ર પૂરું થવાથી નિરાંતે બે વર્ષ વાંચવાની જરૂરત—વગેરેનો વિચાર કરી, ખૂબ મથામણને અંતે એમણે એ નોકરી કબૂલી. પણ અહીં તેઓ વાંચનમાં જ વખત ગાળતા. અહીં જ 'લીલાવતી'નો—એમના ઉત્તમ સંસ્કારોની વારસ પુત્રીનો જન્મ થયો.

૧૮૮૦માં એ પરીક્ષામા બેઠા, નપાસ! બીજે વર્ષે પાછા–પાછા નપાસ! ફરી ત્રીજે વર્ષે–તેમાંય છક્કડ! પણ આ નાસીપાસી વચ્ચે જ તેમણે 'સરસ્વતીચંદ્ર'નું ખોખું તૈયાર કરેલું, રજવાડાંની ખટપટો ને અંગ્રેજી નીતિનો અભ્યાસ કરેલો. ઠેઠ ૨૮ મે વર્ષે ચોથીવાર બેઠા ત્યારે વકીલ થયા ને પછી તુરત જ મુંબઈ જઈ વકીલ તરીકે સ્વતંત્ર જીવન ગાળવાનો નિર્ણય કર્યો ને ભાવનગરને સલામ ભરી.

મુંબઈમાં ૨૯ વર્ષના આ નવા વકીલ માટે કોઈ અસીલો ટાપીને નહોતા બેસી રહ્યા! પણ દક્ષિણી લોકોએ એમની શક્તિ જોઈને પહેલવહેલુ કામ આપ્યું. દરમિયાન સયાજીરાવ ગાયકવાડે રૂપિયા ૫૦૦ના પગારથી વિદ્યાધિકારી તરીકે તેમની નિમણૂક કરવાની ઇચ્છા જણાવી પણ પેલો નોકરી ન કરવાનો નિર્ણય હતો તે કેમ છોડાય? ના પાડી,

ને વકીલાતને વળગી રહ્યા. ધીરે ધીરે જામતા ગયા; કમાતા ગયા; દેવું ફિટાવતા ગયા. આ અરસામાં એમને યશસ્વિની અને રમણીયરામ : પુત્રી ને પુત્રના પિતા થવાનો યોગ મળ્યો.

૧૮૮૭ માં 'સરસ્વતીચંદ્ર' ભાગ પહેલો બહાર પડચો, ને ગુજરાતે એમને વધાવી લીધા. ગજબની વાર્તા, ને કેવી લખાવટ! કેવાં પાત્રો, કેવા પ્રસંગો, કેવા સંવાદો, કેવી શૈલી, કેવો જીવનસંદેશ! એક જ ધડાકે ગોવર્ધનરામે સાહિત્યના મેદાનને સર કરી લીધું. ૧૮૯૨માં બીજો ભાગ; ૧૮૯૬માં લખાઈ ગયેલો ત્રીજો ભાગ બહાર પડચો ૧૮૯૮માં ને પછી ચોથો ૧૯૦૧માં. સમાજ, કુટુંબ, ધર્મ, રાજકારણ, રિયાસતી વાતાવરણ, નીતિ, શિક્ષણ, સુધારા–દરેક વિષયને એમણે આંબી લીધો છે, આ ચાર ભાગો મળીને.

ગોવર્ધનરામે બીજું ઘણું લખ્યું છે : કવિતા, વિવેચન, ચરિત્ર, નિબંધ, પરંતુ એકલી 'સરસ્વતીચંદ્ર' નવલકથા લખીને પણ એમણે કલમ મૂકી દીધી હોત, તોય એ એટલા જ અમર રહેવાના હતા એ નક્કી. એમનો વિશાળ જીવનઅનુભવ જ એમણે એ પુસ્તકમાં ઉતારી દીધો છે, ને એ રીતે એને 'પુરાણ' બનાવ્યુ છે. એની અસર એવી તો જબરી હતી કે ગુજરાતનાં ઘરોમાં પછી તો ઠેરઠેર કુમુદ, કુસુમ ને ચંદ્રકાંત નામો પડવા લાગ્યાં. આજે આટલે વર્ષે 'સરસ્વતીચંદ્ર'નું આકર્ષણ ઓછું થયુ નથી બી. એ. ને એમ એ. ના વિદ્યાર્થીઓને આજેય એ પુસ્તકનો અભ્યાસ કરવાનો હોય છે.

૧૮૮૯ માં હાઈકોર્ટ તરફથી લેવાતી પરીક્ષામાં તેઓ પરીક્ષક થયા; મેટ્રિકની પરીક્ષામાં પણ નિમાયા.

૧૮૯૧ માં મુંબઈ વિદ્યાપીઠમાં 'ઓનરરી ફેલો' ચૂંટાયા. કચ્છ રાજ્યે એક મુકદ્દમામાં પોતાના વકીલ તરીકે એમને રોકેલા; ૧૮૮૯ માં જ આજની મશહૂર એન. એમ. ત્રિપાઠીની પુસ્તકો વેચનારી કંપની કાઢી. સાથે સાથે રાજકીય કાર્યોમાં પણ આગળ પડતો ભાગ લેતા.

આમ કરતાં કરતાં, પોતે નિવૃત્ત થવાની નક્કી કરેલી ઉંમર આવી પહોંચી. ૧૮૯૧ માં પિતાનો ને ૧૮૯૪ માં બહેન સમર્થલક્ષ્મીનો સ્વર્ગવાસ થયો હતો. વકીલ તરીકેનું જીવન શિખર પર પહોંચ્યું હતું. ખૂબ કમાણી છોડીને આવું ગાંડું પગલું તે ભરાય ખરું ? પણ ના, નિર્ણય અફર હતો. ગમે તેવી લાલચને પણ વશ ન થવાય; ને એમ ૧૮૯૮ ના ઑક્ટોબરમાં એમણે નિવૃત્તિ સ્વીકારી ને નડિયાદ આવ્યા. હવે સંન્યાસ પાળવાનો પણ પ્રવૃત્તિ સાથેનો. નડિયાદમાં એમની મેડીમાં સાક્ષરો ભેગા થતા. મેડીની વચ્ચે એક હીંચકો બાંધેલો. એના પર પોતે બેસે. ચોપડીઓ કોઈને ધીરે નહિ. પણ સૌ કોઈને કલાકો સુધી મેડીમાં બેસીને વાંચવાનો પૂરો હક. શરીર રોગી એટલે પહેરવેશ વિચિત્ર: બંડી, ખમીસ, કોટ, બીજો કોટ, ઓવરકોટ, ગરમ બંડી, ફલાલીનના ટુકડા–એમ સાતેક કપડાં વીંટાળતા. મા ચીડાય ત્યારે કહે: "મા, ભવિષ્યના ઇતિહાસમાં તારા ગોરધને કેવાં કપડાં પહેર્યાં તે કોઈ નહીં પૂછે; એણે શું લખ્યું છે ને શી સેવા કરી છે એ જ પૂછશે." ને એ વાત કેટલી સાચી છે! ૧૯૦૫ માં તો એ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ પણ બન્યા હતા.

એમણે 'સ્નેહમુદ્રા' નામનો કાવ્યગ્રંથ લખ્યો છે (૧૮૮૯); 'સાક્ષરજીવન' નામની લેખમાળા લખી છે; 'કવિ દયારામનો અક્ષરદેહ' (૧૯૦૬) ને અંગ્રેજીમાં, 'ગુજરાતના કવિઓ' વિશે નિબંધ લખ્યો છે. પુત્રી લીલાવતીને લક્ષમાં રાખી 'લીલાવતીજીવનકલા', ને નવલરામ માટે 'નવલરામની જીવનકથા' લખી છે. ને ચાર ભાગ સરસ્વતીચંદ્રના તો સૌના શિરમોર જેવા. લીલાવતીના અવસાનથી એમને કારી ઘા લાગેલો. ૧૯૦૨ ના જાન્યુઆરીમાં એ અવસાન પામી. ૧૯૦૪ માં શિવકાશી પણ સિધાવ્યાં. ગોવર્ધનરામનું મન ઊઠી ગયું. યાત્રાએ જવાનું નક્કી કર્યું. ત્યાંથી ખરાબ તબિયતે પાછા ફર્યા બિછાનાવશ થયા તે પાછા ઊઠ્યા જ નહીં. ૧૯૦૪ ના ડિસેમ્બરમાં લાગેલું કે હવે અવધ આવી ગઈ છે. તેમને મુંબઈ લઈ આવ્યા. ત્યાંય તબિયત બગડતી જ રહી ને આમને આમ છેવટ ૧૯૦૭ના જાન્યુઆરીની ૪ થીએ શુક્રવારે બપોરે અઢી વાગે એમના જીવનનો સૂર્ય આથમી ગયો.

શાંતિ, ધીરજ, ખંત, નિર્ણય કરવાનું અને જાળવવાનું બળ, વિચાર પ્રમાણે આચાર રાખવાની નીતિ, જીવનને સંસ્કારમય બનાવવાનું લક્ષ્ય, આળસ ને પ્રમાદમાં જીવનની એક પણ પળ ન જવા દેવાની કાળજી, સમગ્ર જીવનને ઝીણવટથી અવલોકવાની વૃત્તિ: આ ને આવું બધું ઘણું ગો. મા. ત્રિ. ના જીવનમાંથી ગુજરાતને મળ્યું છે. ને તેથી જ આજ નવી પેઢી માટે પણ ગો. મા. ત્રિ. એક આદર્શમૂર્તિ જેવા જીવતા જ જાણે ખડા છે!

'મંગલ મદિર ખોલો'ના ગાયક

## નરસિંહરાવ દિવેટિયા

'મંગલ મંદિર ખોલો, દયામય, મંગલ મંદિર ખોલો'–ગાધીજીએ વખાણેલુ આ સુદર ગીત ભૈરવી રાગના મધુર સૂરમાં ગવાતું સાંભળ્યુ છે? કોકને કહેજો તમને ગાઈ સંભળાવે અને ગાનારનો કંઠ જો સરસ હોય તો તો 'પ્રેમલ જ્યોતિ તારો દાખવી, મારો જીવનપંથ ઉજાળ્ય' એ ગીત પણ ગાવાનું એને કહેજો. મઝા પડશે. હૃદય પીગળી જાય એવાં એ ગીતો છે પણ એ કોણે લખ્યાં છે તે જાણો છો? આપણા સારા કવિ, સમર્થ વિદ્વાન, ભાષાશાસ્ત્રી, વિવેચક નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાએ. આપણે એમને ટૂંકે નામે ન. ભો. દિ. તરીકે ઓળખીએ તોય વાંધો નથી.

નરસિંહરાવનો જન્મ, ૩ જી સપ્ટેમ્બર ૧૮૫૯ ને દિને અમદાવાદમાં, રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ દિવેટિયાને ત્યાં થયો હતો. પિતા સરકારી અમલદાર હતા. ધાર્મિક હતા, છતાં એક નંબરના સમાજસુધારક હતા અમદાવાદમાં



પ્રાર્થનાસમાજની સ્થાપના કરવામાં એમનો હિસ્સો મોટો હતો. સુધારા, સંસ્કાર, વિદ્યા, કલા, ખાનદાની—આ બાબતોમાં આ કુટુંબ સારું જાણીતું હતું. ભોળાનાથનાં સાત બાળકોમા નરસિંહરાવ છઠ્ઠા. એમની માતાનુ નામ શિવકાશી.

શાળા-કૉલેજમા નરસિંહરાવ ઉર્ફે નન્નુભાઈ સંસ્કૃત, અંગ્રેજી, ગણિત વગેરે વિષયોમા એક્કા હતા. બી. એ. માં તો એમણે સંસ્કૃતના વિષયમાં આખી મુંબઈ વિદ્યાપીઠમાં પહેલા આવી ભાઉ દાજી પારિતોષિક મેળવેલું. હોશિયાર દક્ષિણી હરીફોને હંફાવેલા! નરસિંહરાવના ગુરુઓમા ત્રણ મુખ્ય : સ્વ. અંબાલાલ સાકરલાલ દેસાઈ, ડૉ૦ સર રામકૃષ્ણ ભાંડારકર અને કવિશ્રી દલપતરામ.

તેર વર્ષની વયે એટલે ૧૮૭૨માં એમનું પહેલી વારનું લગ્ન થયેલું, અને ૧૮૮૦ મા બીજી વારનું લગ્ન સૌ. સુશીલાબહેન સાથે થયેલું. આ જ વર્ષમાં તેઓ બી એ થયેલા.

બી એ. પછી એમણે એમ. એ. તથા એલએલ. બી. નો અભ્યાસ શરૂ કરેલો, પણ એટલામાં સરકારતરફથી એસિસ્ટંટ કલેક્ટરની જગા મળવાથી તેમણે તે પડતો મૂકયો.

અને ૧૮૮૪ માં ખેડા જિલ્લામાં નોકરીની શરૂઆત કરી. નોકરી એમણે કાળજીથી, હોશિયારીથી કરી. પોતાના જેવા જ સરખા હોદ્દાવાળા કે ઉતરતા હોદ્દાવાળા અંગ્રેજ અમલદારો, પોતે અંગ્રેજ છે એ કારણે અભિમાનથી વર્તતા તેમને નરસિંહરાવ જરાય સાંખી લેતા નહીં. આવી નોકરી મળી એટલે સમાજમાં ને કુટુંબમાં એમનું બહુ માન વધ્યું. નરસિંહરાવના ભાણેજ લેડી વિદ્યાગૌરી નીલકંઠે એક ઠેકાણે લખ્યુ છે કે: "આ નોકરીને અંગે અમે બધાં પણ કાંઈક ઊંચી પદવીએ આવ્યાં હોઈએ એમ અમારા બાળમનને લાગતું."

આ નોકરીમાં નરસિંહરાવની બદલી સોલાપુર, કારવાર, બીજાપુર, રત્નાગિરિ, હૈદરાબાદ (સિંધ), નાસિક, ખાનદેશ વગેરે સ્થળોએ થવાથી એમના ભાષાશાસ્ત્રમાં ઉપયોગી નીવડે એવો મરાઠી, કાનડી ને સિંધી ભાષાઓનો એમને પરિચય થયો.

એમણે માત્ર નોકરી નહોતી કરી, પણ ગુજરાતી સાહિત્યમાં જે ખાસ કામગીરી એમને કરવી હતી, તેનું સાચા અર્થમાં એમણે ત્યાં રહેરહ્યે ભાથું બાંધી લીધું હતું! નોકરીમાં અઠ્ઠાવીશ વર્ષ એમણે ગુજરાત બહાર જ ગાળેલાં, ને તે દરમ્યાન કુદરતનાં જુદાં જુદાં સુંદર દૃશ્યો જોઈ એને કવિતામાં ઉતારવાનો તેમણે પ્રયત્ન કર્યો છે; જુદા જુદા પ્રદેશોની ભાષા સાંભળી, એકમેકની સરખામણી કરી, એમણે ભાષાશાસ્ત્રનું અગત્યનું પુસ્તક લખવાનો સંભાર એકઠો કર્યો છે. ૧૯૧૨ માં એમણે સરકારી નોકરી છોડી

પછી થોડાં વર્ષ આરામ કર્યો ને પછી ૧૯૨૦થી ૧૯૪૬ સુધી મુંબઈની એલફિન્સ્ટન કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક–પ્રૉફેસર–તરીકે કામ કર્યું હતું.

નોકરી કરતા તે દરમ્યાન કાવ્યો તો લખતા. એમ તો ભોળાનાથભાઈની અસર હેઠળ એમણે નાનપણથી કવિતા લખવા માંડેલી, પણ એ પદો, કાવ્યોમાં ઝાઝો દમ નહીં લાગવાથી પછીથી તે ફાડી નાખેલાં! એક વાર એમને આપણા એક જૂના અને જાણીતા સાહિત્યકાર નારાયણ હેમચંદ્રનો ભેટો થઈ ગયો. એમણે નન્નુભાઈને પ્રેરણા આપી ને કવિતા તરફ વાળ્યા. એટલે જ નરસિંહરાવે 'કુસુમમાળા' નામનો પોતાનો પહેલો કાવ્યસંગ્રહ એમને અર્પણ કર્યો છે. ૧૮૮૬ની સાલમાં પ્રગટ થયેલા એ ગ્રંથનું મૂલ્ય ઇતિહાસની દૃષ્ટિએ ઘણું છે. એમાં પહેલી વાર નરસિંહરાવે, પરદેશી કુદરત–કવિતાનો આપણે ત્યાં પરિચય કરાવ્યો, ને નવા કાવ્યલેખકો માટે એક નવો માર્ગ મોકળો કરી આપ્યો. ૧૮૯૬ માં 'હૃદયવીણા' નામનો કાવ્યસંગ્રહ પ્રગટ થયો.

સરકારી નોકરી છોડી, તેઓ મુંબઈમાં વાંદરા ખાતે ખ્લૂ બંગલોમાં રહેવા આવ્યા. ૧૯૧૩ માં અમદાવાદમાં ભરાયેલી પ્રાંતિક સંસાર સુધારા પરિષદના પ્રમુખ નીમાયા ને એ જ વર્ષમાં એમનાં પુત્રી સૌ. ઊર્મિલાનુ અવસાન થયુ. ૧૯૧૪માં ત્રીજો કાવ્યસંગ્રહ 'નૂપુરઝંકાર' પ્રગટ કર્યો. કેટલાકોએ કહ્યુ કે, નરસિંહરાવે કવિતાદેવીને કુસુમોની માળા આરોપી, હૃદયની વીણા બજાવી અને હવે કવિતા-

દેવીના ઝાંઝરનો રણકાર તેઓ સાંભળી રહ્યા છે. એટલે કે કવિની કવિતા હવે ઘસાવા માંડી છે! આ કાવ્યસંગ્રહોનાં નામનો આવો કોઈ અર્થ નરસિંહરાવના મનમાં નહોતો, છતાં એ અર્થ અનેક રીતે સાચો લાગતો હતો.

૧૯૧૫ માં સુરતની પાંચમી ગુજરાતી સાહિત્ય–પરિષદના તેઓ પ્રમુખ ચૂંટાયા ને દુર્ભાગ્યે એ જ વર્ષમાં એમના પ્રિય પુત્ર નલિનીકાંતનુ અવસાન થયું. આ વહાલા, પ્રેમાળ પુત્રના અવસાનથી કવિપિતાનું હૃદય હાલી ઊઠ્યું. એમણે એના ગુણ અને એના મૃત્યુથી નીપજેલા વિરહને અનુલક્ષીને ૧૯૧૫ માં 'સ્મરણસંહિતા' નામક શોકકાવ્ય લખ્યુ. આપણાં એ પ્રકારનાં થોડાંક ગણુતર કાવ્યોમાં એ કાવ્યનું સ્થાન ઘણું ઊંચું છે. એ જ વર્ષમાં એમણે મુંબઈ વિદ્યાપીઠ તરફથી ભાષાને લગતા વિષય પર અંગ્રેજીમાં વ્યાખ્યાનો આપ્યાં, જેમાંનું એક પુસ્તક ૧૯૨૧ માં ને બીજું ૧૯૩૨ માં પ્રસિદ્ધ થયાં.

૧૯૨૧ થી આપણી કૉલેજોમાં ગુજરાતી ભાષા સાહિત્યના અભ્યાસને સ્થાન મળ્યુ. નરસિંહરાવે એલફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના પ્રૉફેસર તરીકે જગા સ્વીકારી. અહીં રહે રહે એમણે પોતાના હૃદયની ફૂલથીયે વધુ કોમળ અને વજ્રથીયે વધુ કઠોર એવી વૃત્તિઓનો ઘણો પરિચય કરાવ્યો. એમની કડક છતાં પ્રામાણિક ન્યાયબુદ્ધિ પણ અહીં જ પ્રગટ થઈ હતી. એક બાજુ જેમ કવિતા પૂરતી એમનામાં કોમલતા હતી, તેમ બીજી બાજુ ભાષાશાસ્ત્રીની કઠોરતા પણ હતી.

સાહિત્ય-ચર્ચા કરે ત્યારે એ ભારે ઉગ્ર; એમના નિકટ સમાગમમાં આવનાર વ્યક્તિઓ માટે એટલા જ પ્રેમાળ; પોતાનો મત ખરો હોય ત્યારે તે માટે જબરો આગ્રહ રાખે ને જ્યારે એ મત ખોટો છે એવી કોઈ વિરલો ખાતરી કરાવી આપે ત્યારે તે મત સ્વીકારવામાં એટલા જ ઉદાર. દેખાવે ડર પમાડે એવા. ખાખી કોટ પાટલૂન ને હેટ પહેરીને નીકળે ત્યારે સાર્જન્ટ જેવા લાગે; છતાં ઘરે અદ્દિયન અને ધોતિયુ પહેરીને બેસે ત્યારે નરસિંહ ભગતની યાદ આપે. સ્વજનોના મૃત્યુથી એમનું હૃદય આળું થઈ ગયેલુ, પણ મનને નબળું બનવા દીધા સિવાય, તે સહન કરી લીધેલાં. પોતાનાં નહીં, પછી તો પારકાંનાં દુઃખોએ પણ એ હૃદયમાંથી કરુણતાના ઝરા વહેતા ને તેથી જ તો એમણે પોતે પોતા માટે લખ્યુ છે :

" આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે "

અને સંસારના અનુભવો લઈ લઈને એટલે જ એમણે ગાયુ છે :

" છે માનવી જીવનની ઘટમાળ એવી,
દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી. "

૧૯૨૪ માં એમણે વિવેચનલેખોનો સંગ્રહ 'મનોમુકુર' નામે પ્રગટ કર્યો આના કુલ ચાર ભાગ થયા છે, અને વિવેચક નરસિંહરાવનુ સુંદર સ્વરૂપ એમાંથી જોવા મળે છે. ૧૯૨૬ મા 'સ્મરણમુકુર' પ્રગટ થયુ—એમાં નરસિંહરાવે પોતાના પરિચયમા આવેલી વ્યક્તિઓ માટે પોતાના મન પર પડેલી છાપને સરસ રીતે શબ્દોમાં

ઉપસાવી છે. ૧૯૨૮–૨૯ માં મુંબઈ વિદ્યાપીઠ તરફથી એમણે 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' પર અંગ્રેજીમાં વ્યાખ્યાનો આપ્યાં. ૧૯૩૨ માં એમનાં પુત્રી સૌ. લવંગિકાબહેન મૃત્યુ પામ્યાં. નરસિંહરાવ પર, આવી સ્વજનોના મૃત્યુની આપત્તિઓ તો કેવીક પડી છે!

આમ છતાં આ ધીર ગંભીર પ્રકૃતિના માણસે, કુદરતની લીલાને વશ થઈ, પોતાની વેદનાને કાવ્યની વાણીમાં વહાવી છે. ૧૯૩૩ માં 'વિવર્તલીલા' નામે લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો. ૧૯૩૫ માં 'બુદ્ધચરિત' નામનું સુંદર કાવ્ય પ્રસિદ્ધ થયું. એમાંનું ઘર છોડતી વખતનું પેલું બુદ્ધનું ગીત તો કોને નથી ખબર—

" મને પ્રેરતાં તારકવૃન્દ આ હું આવ્યો રે;
એ દુઃખડુબ્યા જગજંન આ હું આવ્યો રે!"

આ આખીયે કવિની સૃષ્ટિમાં કેવા કેવા ભાવ ઉભરાય છે: એમાં પતિપત્નીનો પ્રેમ છે, પ્રભુભક્તિ છે, પ્રભુપ્રેમ છે, પ્રભુશ્રદ્ધા છે, વિધવાઓનાં દુઃખ છે, ચંદા, શુક્રતારા, સિંધુ, કોકિલ, ફૂલડાં છે—ને એવું એવું તો ઘણું છે અને આ બધું એમણે મધુર મીઠા શબ્દોમાં ગાયું છે. એમણે ભાષાંતરો કર્યાં છે, અનુકરણ કર્યાં છે, સ્વતત્ર કાવ્યો પણ લખ્યાં છે. એમનામા સંયમ છે, ચોકસાઈ છે, રસિકતા છે. એમણે પદો ને સંગીતકાવ્યો, ખંડકાવ્યો ને ઉપાખ્યાનો, ગરબીઓ ને ગરબાઓ–બધા પર હાથ અજમાવ્યો છે....ને એમાં દોહરા, ચોપાઈ, રોળા, સોરઠા, દેશીઓ, ઉધોર, ભુજંગી, હરિગીત, ખંડહરિગીત, વસંતતિલકા, મંદાક્રાંતા ને પૃથ્વીછંદ પણ યોજ્યા છે.

નરસિંહરાવે ગુજરાતી કવિતાને જે આકાર, જે રૂપ, જે રંગ આપ્યાં છે તેને વિશે આપણા જુદા જુદા વિદ્વાન સાહિત્યકારોએ પોતાના મત દર્શાવ્યા છે. નવલરામ પંડ્યા, મણિલાલ નભુભાઈ દ્વિવેદી, રમણભાઈ નીલકંઠ—કોઈકે એમને વખાણ્યા છે, તો કોઈકે વખોડ્યા પણ છે. કોઈકે કહ્યું છે કે 'ગુજરાતી કવિતાની સૂકા રણમાંની મીઠી વીરડી' જેવી એમની કવિતા છે; તો કોઈકે કહ્યું છે કે 'રસ અને ગંધ વિનાનાં એ પશ્ચિમમાંથી આણેલાં ફૂલો છે.' તો વળી નાનાલાલ કવિ જેવાએ તો, જરા વધારે કડક થઈને 'પરનાળઝીલ્યા પાણીથી ભરેલું અમદાવાદનું ટાંકું' કહીને એમની કવિતાનો કાંકરો જ કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો છે. બીજી બાજુ, ગોવર્ધનરામ ત્રિપાઠી અને આચાર્ય આનંદશંકર ધ્રુવ જેવા રસિક અને પૂર્વ તથા પશ્ચિમના સાહિત્યના ઊંડા અભ્યાસીઓએ નરસિંહરાવની કવિતાની ખૂબીઓ સમજી તેને સારી રીતે સમજાવી પણ છે.

અને ખરેખર, 'પેલું બકરી કેરું બાળ'ની સાદી સીધી કવિતાથી માંડીને, 'ફૂલ સાથે રમત', 'મધ્યરાત્રિએ કોયલ' અને 'સહસ્રલિંગ તળાવના કાંઠા પરથી પાટણ' જેવાં હંમેશ સ્મૃતિમાં રમ્યાં કરે ને જીભે ચડી જાય એવાં કાવ્યોના લેખક તથા 'ઘૂવડ' જેવા કાવ્યના તત્ત્વજ્ઞાન અને 'સ્મરણસંહિતા'માંની વધુ ઊંડી કવિતા લખનાર નરસિંહરાવના કવિપદ માટે બે મત હોઈ શકે જ નહીં; અને માનો કે એમાં કદાચ મતભેદ હોય તોપણ નરસિંહરાવ ભાષાશાસ્ત્રીને તો ગુજરાત કદી ભૂલી શકવાનું નથી.

# 'કાન્ત'

**આપણને** નવાઈ લાગે, પણ આ હકીકત છે કે તેવીસ વર્ષની ઉમ્મર પૂરી થઈ નથી તેટલામાં તો કવિ કાન્તે 'વસંતવિજય', 'ચક્રવાકમિથુન' અને 'દેવયાની' જેવાં ત્રણ સુંદર કાવ્યો લખી નાખ્યાં હતાં! અને આ કાવ્યોમાંથી એમનું પહેલુ લો: પાંડુરાજા ને માદ્રીની એ કેવી હૃદયભેદક કથા છે! માણસ પોતાની જાત સાથે



ઝઘડે છે, કુદરત સામે ઝઘડે છે, પણ કુદરત એને છેવટે હરાવે છે, ને માણસને નમતું જોખવુ પડે છે– પોતાની જાત પર એનો કશો કાબૂ રહેતો નથી, ને એના પરિણામ ગમે તેવાં ભયંકર હોય તો તે પણ એણે વેઠવાં જ રહ્યાં. 'વસંત

વિજય' આપણાં ગુજરાતી ખંડકાવ્યોમાં અજોડ છે.

ચકવાચકવીના પ્રેમનું વર્ણન એમણે બીજા કાવ્યમાં કર્યું છે, એમાં પણ કેવી કરુણતા ને કેવું કાવ્ય એમણે ભર્યાં છે? ચકવો ને ચકવી દિવસે સાથે રહે, ને સૂર્ય અસ્ત થાય એટલે વિખૂટાં પડે એવો એમને માથે શાપ છે

છેવટ આ બે નિર્દોષ પંખીઓ મોતને સાથે ભેટે છે, ત્યારે જ દુઃખનો અંત આવે છે એવા ઉલ્લેખ સાથે કવિ કાવ્ય પૂરુ કરે છે.

'દેવયાની' કાવ્ય કચ–દેવયાનીના એક મુગ્ધ કથા-પ્રસંગને બહેલાવે છે. આ ઉપરાંત સહદેવ ને દ્રૌપદીને લગતું 'અતિજ્ઞાન' કાવ્ય, 'કલ્પના અને કસ્તૂરીમૃગ', 'રમા', 'પ્રમાદી નાવિક', 'વિધુર કુરંગ', 'મનોહર મૂર્તિ', 'આપણી રાત', 'કલાપીને સંબોધન', 'રાજ-હંસને સંબોધન', 'ઉપાલંભ', 'ઉપહાર', 'વહાલાંઓને ઉપદેશ', 'મહેમાનોને સંબોધન', 'સાગર અને શશી', 'અંતિમ પ્રાર્થના' (કાન્તની આ છેલ્લી કવિતા), 'હિંદ પર આશીર્વાદ' વગેરે જુદા જુદા ભાવ, વિચાર વગેરેને વણી લેતાં, લલિત કોમલ, સુંદરશબ્દોમા જડાયેલાં નમૂનેદાર કાવ્યો પણ આપણને કવિ કાન્તનો સરસ પરિચય આપી જાય છે.

અને આ બધાં કાવ્યો ઉપરાંત કાન્તનાં બીજાં 'પૂર્વાલાપ' કાવ્યસંગ્રહમાંનાં કાવ્યોમાં એમનો છંદ પરનો કાબૂ, સંસ્કૃત શબ્દો પરનો કાબૂ, અલંકારો, વસ્તુની કલાભરી રજૂઆત અને કવિનું પોતાનું જીવન તરફ જોવાનું વલણ–બધા જ એક વાત કહે છે કે કાન્તની કવિતા એ આજની કવિતામાં કલાનો 'વસંતવિજય' છે.

'કાન્ત' એટલે શ્રી મણિશંકર રત્નજી ભટનો જન્મ ૧૮૬૭માં, લાઠી સંસ્થાન પાસે આવેલા ચાવંડમાં એક પ્રશ્નોરા નાગર ગૃહસ્થને ત્યાં થયો હતો. અકાળે નબાપા બનેલા મણિશંકરે એક મુરબ્બીને આશ્રયે રહી, કાઠિયાવાડમાં શાળાનો અભ્યાસ અને કૉલેજનો અભ્યાસ મુંબઈના એક છાત્રાલયમાં કરેલો. ૧૮૮૨ માં ફિલસૂફીના વિષય સાથે તે બી. એ. થયા.

ત્યાર પછીનું એમનું પાંત્રીસેક વર્ષનું જીવન સુરત, વડોદરા અને ભાવનગરમાં શિક્ષક, વિદ્યાધિકારી તથા રાજ્ય-સેવક તરીકે વીતેલું. નોકરીમાં આ મહાન કવિના મનને બહુ ગોઠતું નહીં છતાં તેઓ સ્વભાવથી જ એક ઉમદા શિક્ષક હતા અને એમનું શિક્ષણકાર્ય ખરેખર માન ઉપજાવે એવું હતું, અને સાચી વાત કરીએ તો 'કવિ કાન્ત' કરતાં 'શિક્ષક મણિશંકર' ઊતરે એવા તો નહોતા જ!

કાન્ત વડોદરામાં હતા, ત્યારે એમણે સ્વીડનના એક મહાન યોગી સ્વીડનબોર્ગનાં પુસ્તકો વાંચેલાં ને એની છાપ એમના પચીસ ત્રીસ વર્ષના મન પર એવી સચોટ પડેલી કે તેત્રીસમે વર્ષે તો એમણે બ્રાહ્મણ હોવા છતાં, ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરેલો.

એમના આવા પગલાથી એમનાં અંગત કુટુંબીજનો ખૂબ દુઃખી થયાં, નિકટના મિત્રો દૂર થઈ ગયા, છએક મહિનામાં નોકરી પણ છોડી દેવી પડી, પત્રકારોએ ભારે ઉહાપોહ મચાવી એમની નિન્દા કરી, પરંતુ 'સ્વામીના આ સાચા સેવક' તો પોતે સ્વીકારેલા ધર્મને, વળગી જ

રહ્યા; એમના દિલની એમણે પોતે માનેલી વાત કદી તજી નહીં. એમની ઘણી કવિતાઓમાં આ મનદુઃખ દેખાય છે.

છેવટે કવિ કાશ્મીરથી પાછા ફરતા હતા, ત્યારે, ૧૯૨૩ માં–જે દિવસે ગુજરાતમાં એમનો 'પૂર્વાલાપ' કાવ્યસંગ્રહ પ્રગટ થયો તે જ દિવસે–પંજાબની એક ટ્રેનમાં, જીવલેણ જ્વરથી પીડાતાં, સાથીસંગાથી વિનાના આ કવિએ દેહ છોડ્યો! જીવનભર જેણે સહુની મિત્રતા ઝંખી હતી, નાનો સરખો ઘા પણ જેના ફૂલ સરખા દિલને તોડીફોડી નાખવા બસ હતો, એવા આ માનવીને માથે વિધાતાએ કેવું મોત લખી રાખ્યું ? જે હો તે હો, કાન્તનું મન મહાન હતું, ને એમનું જીવન પણ મહાન હતું. છતાં, સંસારના કડવા અનુભવોએ એમની પાસે કરુણતાથી ભરેલાં કાવ્યો ગવડાવ્યાં છે. કાન્તમાં જીવનની નિરાશા ભારોભાર ભરેલી જણાય છે.

કાન્તે કવિતા ઉપરાંત, અનેક સમર્થ ગદ્યસ્વામીઓની ગદ્યકૃતિઓનાં ઉત્તમ ભાષાંતરો પણ કર્યાં છે. ૧૮૮૫ માં પ્રગટેલો 'શિક્ષણનો ઇતિહાસ' ને 'પ્રમુખ લિંકનનું ચરિત્ર', ૧૮૯૭માં પ્રગટ થયેલો 'એક દેવીનો આત્મવૃત્તાંત', સ્વીડનબોર્ગ પરથી લખેલાં, 'લગ્નસ્નેહ અને તેનાં વિશુદ્ધ સુખો (૧૮૯૭)', ને 'સ્વર્ગ અને નરક' (૧૯૦૦), 'નીતિશાસ્ત્ર' (૧૯૧૨), 'ગીતાંજલિ'નું ભાષાંતર (૧૯૧૯), 'સિદ્ધાંતસારનું અવલોકન' (૧૯૨૦), 'પ્લેટો કૃત ફીડર્સ' (૧૯૨૧), પ્રેમ, કર્તવ્ય અને ધર્મભાવના પાંચ ઐતિહાસિક સંવાદો (૧૯૨૩), ૧૯૨૪ માં પ્રગટેલાં બે નાટકો – 'ગુરુ

ગોવિન્દસિંહ' અને 'રોમન સ્વરાજ્ય' તથા 'પત્રધારા' (૧૯૨૪): આ છે આ સમર્થ ગદ્યલેખકની ગદ્યકૃતિઓ, કેટલીક સ્વતંત્ર, કેટલીક ભાષાંતર.

કાન્તે કવિતા લખી છે ઓછી, એ સાચું છે. હા, સંખ્યામાં એમનાં કાવ્યો થોડાં છે. પરંતુ કવિતાકળાને આપણે એકલા સંખ્યાબળે ન જોવી જોઈએ, ન મૂલવવી જોઈએ. સંખ્યા કરતાં કાવ્યતત્ત્વની સમૃદ્ધિ કેટલી વધારે છે તે પણ તપાસવું જોઈએ. અને એ રીતે, કાન્તનાં કેટલાંક ઊર્મિકાવ્યો, ને કેટલાંક ખંડકાવ્યો તો આજ દિવસ સુધી, કલાના ઉત્તમ નમૂના જ ગણાય છે.

કાન્તનુ 'વસંતવિજય' કાવ્ય વાંચ્યા પછી જ, તે ઢબનું કાવ્ય, કવિ નરસિંહરાવે 'ઉત્તરા અને અભિમન્યુ' નુ લખેલું. કવિ નાનાલાલે પણ પોતાનાં ખંડકાવ્યોની પ્રેરણા કાન્તમાંથી મેળવેલી /કાન્ત એક સમર્થ, શક્તિશાળી, ✓ સૌન્દર્યની સમજવાળા, કલાદૃષ્ટિવાળા, છંદ અને ભાષા પર સારો કાબૂ ધરાવનાર કવિ તરીકે પ્રથમ વાર દેખા દે છે, ને આવતાં સાથે જ એ આપણી કવિતાને ઉચ્ચ આસને બેસાડી, પોતા માટે પણ ચોક્કસ સ્થાન, કવિતાસાહિત્યમાં મેળવી લે છે. રસ, વિચાર, ભાવના, લાગણી આ બધું કાન્તમાં પોતીકું છે. એમનું મંથન, સત્ય માટેની શોધ, ન્યાય માટેનો આગ્રહ, નિર્દોષો પ્રત્યેની સહાનુભૂતિ, ને સુદરતાની પૂજા એ પણ એમનાં પોતીકાં છે. આ બધું એવી સરસ રીતે, ભેગું થઈ, કવિતાના બહારના અને અંદરના સ્વરૂપને ખિલાવે છે, કે સહેજે કાન્ત એક ઉત્તમ કવિ તરીકે દીપી રહે છે.

## ગાંધીજી

**ગાંધીજીને** કોણ ન ઓળખે ? એ આપણા રાષ્ટ્રપિતા ને જગતના મહાપુરુષ.

પણ સાહિત્યકારોની વાતોમા ગાંધીજી ક્યાંથી આવ્યા ? એમણે નથી લખી વાર્તા, નથી લખી કવિતા, નથી લખ્યું વિવેચન ! પછી ગાંધીજી સાહિત્યકાર ક્યાંથી !



હા એ સાચુ. પણ ગાંધીજીએ સાહિત્યકારનો જે જીવનધર્મ હોય એ સંપૂર્ણ રીતે, પોતે જે કાંઈ લખ્યું છે તેમાં બજાવ્યો છે. સાહિત્યમા જ નહીં પણ

પાથર્યાં છે. સમગ્ર દેશના જીવનમાં પણ એમણે એક નવો યુગ પ્રવર્તાવ્યો હતો.

જાણો છો ને : ૧૯૧૪ માં ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિન્દ આવ્યા, ૧૯૧૫ માં એમણે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી, ૧૯૧૬ માં સાબરમતી આશ્રમ સ્થાપ્યો. ૧૯૨૦ માં અસહકારની ચળવળ આરંભી ને પછી તો ગંગાનાં પાણી ઘણાં ઘણાં વહ્યાં ૧૯૪૨ માં 'કરેંગે યા મરેંગે'ની તથા 'અંગ્રેજો, તમે ટળો'ની હાકલ થઈ ને ૧૯૪૭ મા તો આપણે આઝાદ થયા. ગાંધીજીએ તો ૨૫–૨૭ વર્ષના ગાળામા એક ગજબ ચમત્કાર સર્જ્યો છે સત્ય અને અહિંસાનાં હથિયારો વડે ને કાચા સૂતરને તાંતણે એ ભગીરથ કામ કરી બતાવ્યુ છે. ને તે પણ ચાળીસ કરોડની વિરાટ, મોટે ભાગે નિરક્ષર અને વર્ષોની ગુલામી હેઠળ પિસાયેલી પ્રજા દ્વારા આ બધું કરવા માટે એમણે કલમ ચલાવેલી. ગાંધીજી તો સાહિત્યને કે લખાણને એવું બનાવવા માગતા હતા કે જે સૌ કોઈ વાંચી શકે, સમજી શકે, માણી શકે. માટે એ સાદી, સીધી, સરળ છતાં સચોટ અને અસરકારક, આત્માના સીધા અવાજ જેવી ભાષા માટે આગ્રહ સેવતા. એમની ભાષાનો ને શૈલીનો અભ્યાસ કરવા જેવો છે.

ગાંધીજીએ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના દ્વારા રાષ્ટ્રીય શિક્ષણનો આદર્શ સ્થાપીને અનેકોને પ્રેરણાનાં જળ પાયાં. કાકાસાહેબ કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા, નરહરિ પરીખ, મહાદેવભાઈ દેસાઈ, મગનલાલ દેસાઈ વગેરે તો

એમના સીધા સંપર્કથી ઘડાયેલા. 'જોડણીકોશ'ની રચના દ્વારા ગુજરાતી ભાષામાં જોડણી અંગે ચોક્કસ નિયમો થયા તે પણ ગાંધીજીની જ પ્રેરણાનું પરિણામ.

ગાંધીજી પાસે પ્રજા સમક્ષ પહોંચવાને પત્રો હતાં: 'યંગ ઇન્ડિયા' અને પછી 'નવજીવન' તથા 'હરિજન-બંધુ.' આમાં લેખો લખીને એમણે પ્રજાને જાગૃત કરી, ને સાથે સાથે ગુજરાતી ગદ્યને એક નવો જ ઘાટ આપ્યો. સાક્ષરયુગની ભારેખમ, અલંકારી ને આડંબરી શૈલીને સ્થાને એમણે સાહજિક અને સૂત્રાત્મક શૈલીનો પ્રભાવ પાડ્યો. 'હિન્દસ્વરાજ', 'સત્યના પ્રયોગો', 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ', 'વ્રતવિચાર', 'નીતિ-નાશને માર્ગે', 'ધર્માત્મા ગોખલે', 'વ્યાપક ધર્મભાવના', 'ત્યાગમૂર્તિ અને બીજા લેખો', 'મંગળ પ્રભાત' વગેરે અનેક પુસ્તકોમાંથી ઊપસી આવતી ગાંધીજીવનની લીલા કેવી રમ્ય, ભવ્ય ને ગંભીર છે! ધર્મ, નીતિ, સત્યાગ્રહ શાસ્ત્ર, આરોગ્ય, સમાજસુધારો, સ્વરાજ, સ્વદેશી: આ બધા ને બીજા અનેક વિષયો પર ગાંધીજીનું ચિન્તન કેવું મૌલિક છે! અને વળી એ ચિન્તન ગાંધીશૈલીએ સંપૂર્ણ રસમય પણ બની રહ્યું છે.

પણ ગાંધીજીની આત્મકથા એ તો ગાંધીજીની આત્મ-કથા જ! 'સત્યના પ્રયોગો' એનું નામ. ગુજરાતી કે ભારતીય સાહિત્યમાં જ નહીં પણ જગતસાહિત્યમાં સર્વશ્રેષ્ઠ આત્મકથા તરીકે એ પંકાય છે. એમની વિવેકબુદ્ધિ, તટસ્થતા, નિખાલસતા, સત્ય માટેનો આગ્રહ, આંતરિક ગુણસંપત્તિ,

પશ્ચાત્તાપના અગ્નિમાં તવાઈને શુદ્ધ સોનારૂપે બહાર આવતું જીવન, જીવનનાં સારાં-નરસાં બેઉ પાસાંનું સ્પષ્ટ આલેખન અને છતાં સંયમભરી લેખિની—આ ગુણોએ આ આત્મકથાને અપૂર્વ સ્થાન અપાવ્યુ છે.

સત્ય અને ધર્મ-બેને ગાંધીજીએ 'સો વાતની એક વાત' જેવાં ગણાવ્યાં છે, ને એમની પ્રત્યેક કૃતિમાં ને જીવનકૃતિમાં પણ એ નજરે ચડે છે.

એમનાં પત્રોમાં અને એમની વાસરિકામાં પણ આ જ તત્ત્વ નજરે ચડે છે. એમાં સંતહૃદયની સુવાસ છે.

ગાંધીજીએ જીવનમૂલ્યોમાં પરિવર્તન આણ્યુ, દૃષ્ટિને વિશાળ ને વિશ્વસ્પર્શી બનાવવાનો મંત્ર આપ્યો, દલિત-શોષિતપીડિતો તરફ નજર મંડાવી, સહાનુભૂતિ કેળવાવી, એમના જીવનને સ્પર્શતું સાહિત્ય સર્જવાની પ્રેરણા આપી ને કલ્પનાના આકાશમાંથી વાસ્તવની ધરતી પર સૌને ઉતાર્યા.

બારમી ગુજરાતી સાહિત્ય પરિષદ અમદાવાદમાં ભરાઈ તેના ગાંધીજી વરાયેલા પ્રમુખ હતા. કશી પૂર્વતૈયારી વગર એમણે ત્યાં વ્યાસપીઠ પરથી આપેલુ પ્રવચન ખૂબ મનનીય બની ગયું હતું-કારણ એ પ્રવચનમાં એમનું અંતર ઠલવાયેલું હતું, કારણ ગાંધીજી 'સાહિત્ય ખાતર સાહિત્ય કે 'કલા ખાતર કલા'માં માનનાર ન હતા; એમને મન તો 'સાહિત્ય' ને 'કલા' ઉભય 'જીવન' માટે હતા. ગાંધીજી જીવનના સાચા કલાકાર હતા!

' ભણકાર ' ના કવિ

## બળવંતરાય ઠાકોર

જાણીતા સાક્ષર બળવંતરાય કલ્યાણરાય ઠાકોર ર૭ જાન્યુઆરી ૧૯૫૨ ને ગુરુવારે સવારે અવસાન પામ્યા. નાહી ધોઈ પરવાર્યા, વાંચવાનું પતાવ્યુ ને પાટલે જમવા બેઠા. કોળિયો હાથમાં લીધો ને મોંમાં મૂકવા જાય



છે, ત્યાં ભગવાન મહાકાળે એમનો કોળિયો કરી લીધો–એમનું હૃદય બંધ પડી ગયુ ! ૮૨ વર્ષની વયે ' બલ્લુકાકા ' ની જિંદગી અટકી પડી. બ. ક. ઠા. અને બલ્લુકાકાને લાડકે નામે એઓ લેખકો અને મિત્રોમાં જાણીતા હતા.

બલ્લુકાકાના એક મિત્ર ભરજુવાનીમાં ગુજરી

ગયેલા તેને માટે એમણે લખેલું:

"અરે! ખતમ આમ સર્વ ચપટી મહીં થૈ જતું!"

અને ખરેખર, એ લીટી એમને પણ એમ જ લાગુ પડી ગઈ!

બટલુકાકાનો જન્મ ૨૩ મી ઓક્ટોબર ૧૮૬૯ ને દિને ભરૂચમા થયો હતો. એમના પિતાની નોકરી રાજકોટમાં એટલે શરૂઆતનું એમનું શિક્ષણ ભરૂચ, રાજકોટમાં થયેલું. ઉચ્ચ શિક્ષણ એમણે ભાવનગર, મુંબઈ અને પૂનામાં લીધેલું. એ ભણતા હતા તે વખતે એમની સાથે આપણા બીજા જાણીતા સાહિત્યકારો સર રમણભાઈ નીલકંઠ, મણિશંકર ભટ્ટ (કવિ કાન્ત), પ્રભાશંકર પટ્ટણી, સર મનુભાઈ મહેતા, દી. બ. કૃષ્ણલાલ ઝવેરી વગેરે હતા.

બટુકાકા ૧૮૮૯ મા બી. એ. થયા અને અંગ્રેજીમાં સૌથી વધુ ગુણ મેળવી ઈનામ જીતેલા, ૧૮૯૩ માં એમણે ઐતિહાસિક નિબંધ લખી એક સુવર્ણચંદ્રક પણ મેળવેલો. ૧૮૯૪-૯૫ માં એક છાપાના ઉપતંત્રી થયેલા. પણ એમનો જીવ શિક્ષકનો એટલે પછી, સિંધ કોલેજ (કરાચી), વડોદરા કોલેજ, સરકારી કોલેજ (અજમેર), રાજકોટ કોલેજ અને થોડો સમય ડેક્કન કોલેજ (પૂના) એમ ઘણે સ્થળે પ્રોફેસર તરીકે રહેલા, અને પોતાના જ્ઞાનથી વિદ્યાર્થીઓમાં પ્રિય થઈ પડેલા.

એઓ અજમેર સુધરાઈના સભ્ય હતા, કાઠિયાવાડ દુષ્કાળ સંકટ સમિતિના અને લોર્ડ હાર્ડિંગ મેળા સમિતિના મંત્રી હતા એ તો આપણામાંના ઘણા જાણતા પણ નહીં

હોય. આ ઉપરાંત એમણે વિદ્યાધિકારી તરીકે, વિદ્યાપીઠની સેનેટના સભ્ય તરીકે, ભારતનાં ઐતિહાસિક સાધનોને લગતી સમિતિના સભ્ય તરીકે કરેલી કામગીરી પણ ભૂલાય તેવી નથી. અને સાહિત્યની દુનિયામાં એમણે જે કાંઈ કર્યું છે તે તો હંમેશને માટે એમની પાછળ રહેલો અમૂલો વારસો છે. તેઓ બનારસ, નાગપુર, કર્વે વિદ્યાપીઠમાં ઊંચામાં ઊંચી પરીક્ષાઓમાં પરીક્ષક હતા, અને ૧૯૦૯ માં રાજકોટ ખાતે ભરાયેલી ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના મુખ્ય મંત્રી હતા, અને પરિષદ મંડળના ભંડોળની શરૂઆત એમણે જ કરેલી. એ માટે બલ્લુકાકા ગુજરાતમાં ઠેરઠેર ફરેલા અને ભાષણો કરેલાં.

૧૯૩૭ પછી બલ્લુકાકા મુંબઈ ખાતે કાયમ આવીને વસેલા, અને પછી લખવા વાંચવા પાછળ જ દિવસો વિતાવેલા. એ લખવા વાંચવાનું પણ કેવું? ગમે તે વિષય હોય-ધર્મ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, સમાજ, રાજકારણ, ઇતિહાસ: બધાંમાં એમને રસ અને ઊંડો રસ; રાતના મોડે સુધી વાંચે, વાંચતાંવાંચતાં નોંધો કરે, લાલ-ભૂરી પેનસિલનો આંક કરે, એ બધા પરથી પાછું પોતાને જે કાંઈ સૂઝે તે લખે. ગમે તેવો મોટો લેખક હોય તો પણ એની 'હાજીહા' ના કરે. એનાથી પોતે જુદો મત ધરાવતા હોય તો તે છડેચોક જણાવે.

એમની પહેલી પ્રગટ થયેલી કૃતિ તે શાકુંતલનો અનુવાદ-ઈ. સ. ૧૯૦૫ માં. જો કે એઓ સાહિત્યકાર તરીકે વધારે પ્રતિષ્ઠા પામ્યા એમના 'ભણકાર' કાવ્ય દ્વારા ૧૯૧૬ માં. એમની કવિતાની વાણી ખરબચડી કહેવાય

છે–એટલે કે સામાન્ય માણસને કઠણ અને અટપટી લાગે એવી, પરંતુ એક વાર એની અંદર ઊતરો પછી સાચો રસ મળે. પાણીવાળું નાળિયેર પીએ છીએ, તે પહેલાં એના પર કેવી કામગીરી કરવી પડે છે! એના જેવી એમની કવિતા છે. કવિતામાં એ ગમે તે વિષય લે: એમાં 'હવા', 'દુકાળ', 'પવન', 'ગાંધીજી', 'હિટલર', 'કવિતા', 'દામુ વકીલ', 'ચોપાટીનો બાંકડો', 'પરમાત્મા'–બધું આવી જાય! અને હંમેશ જ કાંઈ એ કવિતા અઘરી હોય છે એવું નથી. જુઓ આ 'પોઢો પોપટ' કવિતાની થોડી લીટી:

"ઝૂલો પોપટ, ઝૂલે સૃષ્ટિ;
    જનની ઝુલવે ચંદ્રિકા પારણામાં;
પોઢો પોપટ, પોઢે સૃષ્ટિ;
    રજનિ પુઢવે મંદ મંદાનિલોમાં.
પોઢો પોપટ ઝૂલે સૃષ્ટિ;
    થનગન કરો તોય મીંચાય આંખો,
પોઢો પોપટ, પોઢે સૃષ્ટિ;
    ગણગણ કરો તોય બીડાય પાંખો.
પોઢો પોપટ કાલે મોટા
    મરદ બનશો તાતથીયે સવાયા;
પોઢો પોપટ કાલે મોટા
    અરબ અસપે સ્વાર થાશો સફાળા.
પોઢો પોપટ, કાલે મોટા
    સ્હડબ્હસડ જહાજે ચડી સિંધુ તરશો;
પોઢો પોપટ, કાલે મોટા
    નૃપભૂપતણા મીર કે વીર બનશો"

કહો, આમાં ક્યાંય કઠણ, અઘરું, અટપટું, ખરબચડું એવું કશું લાગે છે?

અને બલ્લુકાકાએ ભારે વિચારવાળી કવિતા જ લખી છે એવું નથી. એમણે 'બટુમ ગીતાવલી' પણ લખી છે! વાંચવા જેવી છે. જુઓ, એમાં એ ભાષાને અને ભાવને કેવા લાડ લડાવે છે:

"બટુમ, જા તું તો ભઈ આરો–
વેરત, ફેંદત, ફોડત, તોડત,
ખેંચત, ખૂંદત, ગૂંદત, ચૂંથત;
અટક થતાં કચવાઈ રીસાઈ,
ગુસ્સે ગુસ્તા લત્ત લગાવત;
આ ઘા તે જા તે જ ઘવાઈ,
મૂકે ભેંકડો જાણે પાડો!
બટુમ, રમતું ખાસી સીધી
છોડી છોડી, તું ઝડપે ઊંઘી;
બટુમ, જા તું તો ભઈ આરો!"

બલ્લુકાકા 'બટુમા'ને 'હાલરડું' પણ ગાઈ નાખે છે:

"રામ નામ લીજે આરામ ઘડી બટુમા:
ખેલ ગેલ હાસ હોડ છોડ ઘડી વ્હાલમા,
પોઢજે હું ઝૂલો ઝૂલાવું છું બટુમા."

પણ કવિતા ઉપરાંત એમણે નાટકો લખ્યાં છે, સંસ્કૃતમાંથી અનુવાદ પણ કર્યા છે, નવલિકાઓ લખી છે, જીવનચરિત્ર લખ્યું છે, ઇતિહાસ લખ્યો છે, વિવેચન કર્યું છે, રાજવહીવટને વિષે ગ્રંથ લખ્યો છે, અને એ બધામાં એમની પોતાની કહી શકાય એવી છાપ આપણે જોઈ શકીએ છીએ.

આ બધાંને પરિણામે, ૧૯૨૦ માં અમદાવાદ સાહિત્ય પરિષદના ઇતિહાસવિભાગને પ્રમુખસ્થાને બેસાડી ગુજરાતે એમને માન આપ્યુ હતું. એમની કવિતાએ આપણા ઘણા નવજુવાન કવિઓની કવિતા પર ભારે અસર કરી છે, અને તેથી બ. ક. ઠા.ને નવીન ગુજરાતી કવિતાના પિતા તરીકે પણ ઓળખાવવામાં આવે છે.

બલ્લુકાકા કવિ હતા, સાહિત્યકાર હતા, સાક્ષર હતા, એ કરતાં વિશેષ એક પ્રેમાળ સજ્જન હતા. નાનામાં નાના-ઉંમરે અને સિદ્ધિએ-લેખકને પણ એ મીઠો આવકાર આપતા; સલાહસૂચન આપતા, અને એને સાચે માર્ગે દોરતા. જેમનામાં ખંત, કામ કરવાની ધગશ અને શક્તિ અને બુદ્ધિ જોતાં, તેમને ઘરે તેડતાં, વાતો કરતાં, કામ સોંપતાં અને પોતે રસ લઈ એનામાં રસ પેદા કરતા.

સફેદ રેશમ જેવા ચળકતા વાળ, 'સિદ્ધાંત કૌમુદી'થી માંડીને 'મા ચા પા' સુધીનુ સાહિત્ય ઠાંસી ઠાંસીને ભર્યું હોય એવું વિશાળ કપાળ, વિપુલ વાંચનથી ઘેરાયેલી આંખ, તે પર કાળી ડાંડીનો ચશ્મો, કાળાધોળા વાળોના સુભગ મિશ્રણવાળી વેરવિખેર પડેલી મૂછ, કંઠમાં જનોઈને લાડકે નામે ઓળખાતો પંદર વીસ સૂતરના તારનો ગૂંચળો, છાતી અને પેટને ઢાંકતું એક ગંજીફરાક, છૂટી પાટલીનુ ન અધું, ન આખું એવું ધોતિયું : આ વ્યક્તિત્વ તે બલ્લુકાકાનું.

## કલાપી

" આજે મારે તમને જે કવિની વાત કહેવી છે તેનું નામ તમે બધાંએ સાંભળ્યું હશે."

" કયા કવિની ?"

" કલાપીની."

" હા, હા. કલાપીનું નામ તો સાંભળ્યું જ હોય કેની! પેલી કવિતા કલાપીની છે નહીં ?

" તે પંખીની ઉપર પથરો,
ફેંકતાં ફેંકી દીધો,
છૂટયો તે ને અરરર પડી
ફાળ હૈયા મહીં તો "



" હા, એ એની જ. હૃદયનો એ બહુ પોચટ કવિ. કુદરત એને બહુ ગમે, માટે તો એણે પંખીઓ, પહાડ, જંગલ,

આગિયા, આકાશ, સરિતા, મૃગ વગેરેની ખૂબ કવિતા લખી છે તમે એની પેલી કવિતા નથી સાભળી ?

જ્યાં જ્યાં નજર મારી ઠરે
યાદી ભરી ત્યા આપની.

ને

હા, પસ્તાવો વિપુલ ઝરણું
સ્વર્ગથી ઊતર્યું છે,
પાપી તેમાં ડૂબકી દઈને
પુણ્યશાળી બને છે."

"હા, હા, કોઈક વાર મોટાભાઈ એ લીટીઓ બોલે છે ખરા. અમને એના જીવન વિશેની કંઈ વાતો કહોને !"

"કહું છુ, ભાઈ, પણ જુઓ, કલાપી પહેલા બે બીજા સારા કવિઓ થઈ ગયેલા. ૧૮૬૮ મા રમણભાઈ નીલકંઠ અને ૧૮૭૦ માં બોટાદકર જન્મેલા. રમણભાઈનો હાસ્યરસ જબરો. એમનુ 'ભદ્રંભદ્ર' પુસ્તક કોઈવાર હાથે ચડે તો જરૂર વાંચજો મઝા પડશે. ને બોટાદકર આપણા એક સારા કવિ. એમના 'કલ્લોલિની', 'શૈવલિની', 'તરંગિણી' વગેરે કાવ્યસંગ્રહોમાથી કેટલાંક સુંદર કાવ્યો મળે એમ છે. પેલુ તો તમને ખબર છે

"મીઠા મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મારી માત રે.
જનનીનીજોડ સખી, નહિ જડે રે લોલ"

અને

"ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ"

એ પણ દિયર–ભોજાઇના સ્નેહનું કેવું ભાવભર્યું કાવ્ય છે! ઘરસંસારના ભાવો ચોટદાર રીતે ગાતાં આ કવિને બહુ સરસ આવડે છે. આપણા કલાપી એ બે કરતાં પણ જુદા છે. કેટલાક એમની આંસુભરી કવિતાને કારણે એમને અશ્રુકવિ કહે છે; તો કેટલાક એમનાં મોટા ભાગનાં સ્નેહનાં કાવ્યોને કારણે એમને સ્નેહીકવિ કહે છે. ગમે તે કહો, પણ કલાપીનુ હૃદય તો કવિનું જ હતું, એમાં શંકા નથી!"

"કલાપી એમનુ સાચું નામ હતું? એનો અર્થ શો?"

"ના, 'કલાપી' એમનું ઉપનામ. કવિતા લખવા માટે એમણે પસંદ કરેલું નામ. કલાપીનો અર્થ મોર. એમનુ સાચું નામ તો સૂરસિંહજી તખ્તસિંહજી ગોહેલ. કલાપી આપણા ગુજરાતના પહેલા રાજવંશી કવિ છે. કાઠિયાવાડમાં લાઠી નામે એક નાનકડું રાજ્ય છે. ત્યાં કલાપીનો જન્મ ઈ. સ. ૧૮૭૪ ના ફેબ્રુઆરીની ૨૬ મી તારીખે થયેલો. કલાપી નાના હતા તે જ અરસામાં એમના માતાપિતા મૃત્યુ પામ્યા હતા.

"આઠ વર્ષની ઉંમરે એ રાજકોટની રાજકુમાર કૉલેજમાં ભણવા બેઠા. આવી કૉલેજમાં રાજકુમારો ભણે અને કમનસીબે સાચું જ્ઞાન મેળવે નહીં! પોતાની પ્રજા, પોતાનો દેશ, પોતાની ભાષા, પોતાનું કર્તવ્ય એ બધું એ ભૂલી જાય. પણ કલાપીનો રાહ તો ન્યારો જ હતો. એમને જાહોજલાલી ન ગમતી, કીર્તિ ન ગમતી, કાયદાની ગુલામી ન ગમતી. એ તો સ્નેહના ભૂખ્યા હતા. એ તો રાજવંશી સાધુ હતા. કૉલેજની માઠી અસરથી એ બચી જ ગયેલા.

૧૮૯૧ માં એમણે કૉલેજ છોડી ને પછી તુરત કાશ્મીરને પ્રવાસે ઊપડી ગયેલા. કાશ્મીર તો ભારતનું સ્વર્ગ. ત્યાંની સુંદર, અનુપમ, પ્રસન્ન કુદરતે એમના કવિહૃદય પર ભારે અસર કરેલી. એમણે એ અસર નીચે 'કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન' એ નામનું પુસ્તક પણ લખ્યું છે."

"પ્રવાસના એ શોખીન હોય તો તો આખા હિંદમાં ફર્યા હશે, નહીં?"

"હા, કાશ્મીર પછી એમણે હિન્દુસ્તાનની મુસાફરી કરેલી. કવિ પોતાની મુસાફરીમાંથી ઘણું બધું શીખી શકે છે. વારુ, ૧૮૮૯ના ડિસેમ્બર મહિનામાં બે રાજકુંવરીઓ સાથે એમનાં લગ્ન થયા. એક હતી કચ્છની રાજકુંવરી, બીજી કોટડાની. પહેલીને કલાપીએ પોતાની 'હૃદયત્રિપુટી' કવિતામાં 'રમા'ને નામે ઓળખાવીને અમર કરી છે."

"એ કવિતા કલાપીની પહેલી કવિતા હતી?"

"ના. એમની પહેલી કવિતાનું નામ છે 'ફકીરી હાલ.' એ કવિતા 'સુદર્શન' માસિકમાં પ્રગટ થયેલી. એના તંત્રીનું નામ શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી. ગુજરાતના એ બહુ સારા અભ્યાસી, તત્ત્વચિંતક અને કવિ. એમની અને કલાપી વચ્ચે સારો જેવો સંબંધ હતો. એમના પરિચય પછી, કલાપીએ ખૂબ કાવ્યો લખ્યાં. ઉપર મેં તમને પેલી એક કવિતાની લીટી કહીને–'જ્યાં જ્યાં નજર મારી ઠરે'–એવા પ્રકારની સૂફી કવિઓની ગઝલોની રીત મણિભાઈએ ગુજરાતમાં દાખલ કરેલી. કલાપીએ તેનું અનુકરણ કર્યું છે. પણ કલાપી વધારે સારી રીતે ગઝલો

છે ખંડકાવ્યોમાં. ગ્રામ્યમાતા, સારસી, વૃદ્ધ ટેલિયો, વીણાનો મૃગ, ભરત અને મૃગ, મહાત્મા મૂળદાસ, તુલસી, કન્યા અને ક્રૌંચ વગેરે એમનાં થોડાંક ખરેખર સરસ કાવ્યો છે.

"એમના કાવ્યસંગ્રહનું નામ 'કલાપીનો કેકારવ' છે. તે જ રીતે 'કલાપીની પત્રધારા' એ એમના પત્રોનો સંગ્રહ છે. માણુસ બીજા માણુસને પત્ર લખે અને તે માણુસ બહુ નિકટનો હોય તો તેમાં તેની પાસે પોતાનું દિલ ઠાલવી દે છે. કલાપીએ જેમને પોતાના ગણીને તેમના પર જે પત્રો લખ્યા છે, તેમાં આપણે કલાપીનું સાચું દર્શન કરીએ છીએ. એમનો અભ્યાસ, એમની વિચારક તરીકેની શક્તિ, એમનાં સુખદુઃખ, એમની હૈયાની વરાળ, એમના મનનું મંથન–બધું નિખાલસતાથી એમણે પોતાના કાગળોમાં ઉતારેલું આપણે જોઇએ છીએ.

"એમણે જેસલ–તોરલ, જાલંદર, ગોપીચંદ વગેરે સંવાદો પણ લખ્યા છે. 'માલા અને મુદ્રિકા' તથા 'નારી-હૃદય' નામની બે નવલકથાઓ પણ લખી છે. કવિતા, પ્રવાસવર્ણન અને પત્રધારાની વાત તો આપણે હમણાં જ કરી. એટલે આ બધું જોતાં જણાશે કે કલાપીએ નાની વયમાં સાહિત્યકાર તરીકે ઘણું સુંદર કામ કર્યું છે."

"નાની વયમાં એટલે ?"

"એટલે એમ કે એમનો જન્મ ૧૮૭૪માં થયેલો; એમનું મૃત્યુ ૧૯૦૦માં થયું; એટલે ૨૬ વર્ષની જ એમની જિંદગી હતી. આટલામાં જે માણસે આટલું બધું કર્યું એ માટે આપણા માનના એ અધિકારી ખરા કે નહીં ?

એ લાંબું જીવ્યા હોત તો ઘણું લખતે ને સારું લખતે ”

“ હાસ્તો. એ છવ્વીસ વર્ષમાંથી લગભગ પંદર સત્તર વર્ષ તો એમના ભણતરમા ગયાં. બાકીનાં આઠ દશ વર્ષમાં જ એમણે આ બધું લખ્યું ને ? ”

“ હા, એમ જ. એમણે ‘ હમીરજી ગોહેલ ’ નામે એક મહાકાવ્ય લખવા માડેલુ, પણ તે એ પૂરું કરવા ભાગ્યશાળી ન થયા. ક્રૂર કાળે એમની જીવનદોરી તોડી નાખી ! ૧૮૯૫માં એમને ગાદી મળેલી. પણ એમને રાજના ખૂની ભપકા ગમતા નથીઃ એ મતલબ, એ ખુશામત, એ ખટપટો એ બધામા એમનો જીવ લાગે એમ નથી. એક બાજુ પોતાનુ સ્નેહી હૃદય, મીણ જેવું પોચું; બીજી બાજુ અંગ્રેજી સત્તા; ત્રીજી બાજુ કાયદાની સખતાઈ: આ ત્રણ વચ્ચે એ અટવાઈ જાય છે, છતાં માથે પડયું સહી લીધા વિના છૂટકો નથી એમ સમજી નિભાવ્યે જાય છે

“ કલાપીના જીવનમાં એક ખૂબ રોમાંચક સ્નેહનો પ્રસંગ બનેલો ને તે ખૂબ અસરકારક નીવડેલો. એમણે લગભગ ૧૨૦૦ ઉપરાંત લીટીનુ ‘ હૃદયત્રિપુટી ’ નામનુ જે કાવ્ય લખ્યું છે તેમાં એ પ્રસ ગને જ વણી લીધેલો છે. એ કાવ્ય ‘ રમા ’ અને એની સાથે આવેલી દાસી–મોઘીબા–(જેને કલાપી ‘ શોભના ’ કહે છે ) તથા કલાપી પોતે–એમ ત્રણ પાત્રોની આસપાસ રચાયું છે. ૧૮૯૮માં કલાપીએ ‘ શોભના ’ સાથે લગ્ન કરેલું. સ સાર છોડી દેવો, ચિ તનમાં દિવસો કાઢવા ને શાતિ મેળવવી એવી એમની ઇચ્છા હતી. શોભના સાથેના લગ્ન પછી, બે જ વર્ષ રહીને એમનું

અવસાન થયુ તેઓ પોતાની પાછળ ત્રણ પત્નીઓ, બે પુત્રો ને એક પુત્રી મૂકી ગયા હતા.

"કલાપી કવિ તો હતા જ, સાથે એમનુ હૃદય ભક્તનુ પણ હતુ 'આપની યાદી,' 'સનમને' વગેરે કાવ્યોમાં એ વાત જોઈ શકાય છે. રાજખટપટથી તો એ દૂર જ ભાગતા જીવદયા એમના સ્વભાવમા ખૂબ જ વણાઈ ગઈ હતી પ્રેમ, દયા, સહાનુભૂતિ એટલે જ કલાપી 'રે પ ખીડા, સુખથી ચણુજો, ગીત વા કાઈ ગાજો' એ લીટી તમે સાભળી જ હશે 'રહેવા દે, રહેવા દે, આ સ હાર યુવાન તુ' એ લીટીથી શરૂ થતા 'શિકારીને' નામના કાવ્યમા એમની સૌન્દર્યભક્તિ પણ દેખાય છે એમનુ પ્રેમનુ તત્ત્વજ્ઞાન 'આગિયાને' કાવ્યમાં દેખાય છે, તો જીવનમા દુ ખ પણ સહી લેવુ જોઈએ એવુ તત્ત્વજ્ઞાન 'વિધવા બહેન બાબાને' નામના કાવ્યમા જણાશે. આ પ ક્તિઓ તમે વાચી છે કદી?

વ્હાલી બાબાં, સહન કરવુ,
એય છે કે એક લ્હાણુ,
માણ્યુ તેનુ સ્મરણ કરવુ,
એય છે એક લ્હાણુ

"માણુસ પાપ તો હ મેશ કરે છે, પણ સાચા હૃદયથી પસ્તાવો કરે તો પાછો પુણ્યશાળી પણ બની શકે એવો ભાવ દર્શાવતુ એમનુ 'પશ્ચાત્તાપ' કાવ્ય પણ જાણીતુ છે જીવનમા જુદા જુદા ઘણા પાસા એમણે જોયેલા ને જીવોના નાના મોટા સૌ જીવના એકમેક તરફના પ્રેમ પાછળ રહેલા રહસ્યો ઉકેલવાનો એમણે સારો પ્રયાસ કર્યો છે.

'ભરત અને મૃગ', 'સારસી' તથા 'એક ઘા' વગેરે કાવ્યો પણ કોકવાર વાંચી જોજો.

"કવિતામાં કલાપીની ભાષા સરળ, ભાવ સરળ ને લાગણીના ઊભરાનો પ્રવાહ પણ સરળ છે. એમના હૃદયની કોમળતા ને ઉદારતા કવિતામાં ભારોભાર જણાય છે કલાપી ભવ્ય નથી બની શકતા, છતાં ભારે વિચારોને આસાનીથી રજૂ કરી જ શકે છે. ઘણીવાર આ કવિ જગતથી ત્રાસી ઊઠે છે, ને એનાથી દૂર ભાગી જવાની વૃત્તિ પણ દર્શાવે છે. આમાં જે વિચારો ને જેવા વિચારો ઊઠે છે તેને એ કાગળ પર ઉતારી દે છે. આ કારણે ઘણીવાર એમની કવિતા, કલા કે કવિતા બની નથી શકતી. ને કલાપી પોતે પોતાના ટીકાકાર પણ હતા, એટલે એ લખે છે કે: 'મારી કવિતાને હું કવિતા કહેતો નથી. મને વિચારો ગોઠવતાં આવડતું નથી. મારા જીવનમાં કલા નથી, માત્ર લાગણીઓ છે, અને મારી કવિતા પણ તેવી જ છે. હું જે કાંઈ લખું છું તે મનેજ આનંદ આપી શકે તેવુંયે થતું નથી. ઘણી વખત મન થઈ જાય છે–જાણે મારી કવિતાને–એ કાગળોને બાળી નાખું.'

"પણ કલાપીએ એ કાગળો બાળી નાખ્યા હોત તો કોણ જાણે, ગુજરાતે કેટકેટલું ગુમાવ્યું હોત!"

## કવિ નાનાલાલ

**વ**ઢવાણના શ્રીમાળી બ્રાહ્મણ અને લોકોમાં ક. દ. ડા. ને નામે જાણીતા કવિ દલપતરામને ઘરે ઈ. સ. ૧૮૭૭માં નાનાલાલ જન્મ્યા. આંખ ઉઘાડીને એ ભાવી કવિવરે કોણ જાણે સૌથી પહેલું શું જોયું હશે ?



કદાચ, વિરાટ આકાશ, તેમાં ચંદ્ર ને તારા જોયા હશે; કદાચ કુંજમાંની કોયલનો ટહુકાર સાંભળ્યો હશે; કદાચ આથમતી સંધ્યા કે ઊગતી ઉષાના રંગોની લિજ્જત માણી હશે. કદાચ, ઊંચા-ઊંચા પહાડ, કદાચ નદીનાં નીર, કદાચ માતા –પિતાની મીઠી નજર :

જે હો તે, પણ એ નાનાલાલે પિતાની કાવ્યગંગાને આગળ વહાવી એ નક્કી. ને એના રૂપરંગ ને આકાર પણ સાથે બદલ્યા.

જાણો છો, એંસી જેટલા ગ્રંથો તો એ કવિએ પ્રસિદ્ધ કર્યા છે, અને હજી ન પ્રસિદ્ધ થયા હોય એવા, છૂટાછવાયા, અપૂર્ણ, અર્ધપૂર્ણ ગ્રંથો ગણીએ તો લગભગ નેવુંને આંકડે કવિ પહોંચે! અને એમાં સાહિત્યના બધા જ પ્રકાર આવી જાય. કાવ્યો તો ખરાં જ; ભાષાતરો પણ છે–ગીતા, મેઘદૂત, ઉપનિષદ વગેરેનાં, ને અગિયાર જેટલાં નાટકો–પૌરાણિક, સામાજિક, ઐતિહાસિક ને સંસ્કૃતમાંથી 'શાકુંતલ' નું ભાષાંતર 'શકુંતલાનુ સંભારણું' નામે. એક નવલકથા 'ઉષા', એક નવલિકાસંગ્રહ 'પાંખડીઓ', જીવનકથા અને વિવેચન, નિબંધો અને ભાષણો, ને સાથે વ્યાકરણ પણ ખરું!

બીજી થોડી જાણવા જેવી, રસ પડે તેવી વાત નોંધી રાખજો: કવિએ ચોમાસામાં પૂનામાં ૧૮૯૮ માં પહેલું લખ્યુ 'વસન્તોત્સવ' કાવ્ય, એમનુ પહેલું પ્રકાશન કાવ્ય સંગ્રહ 'કેટલાંક કાવ્યો ભાગ ૧' ૧૯૦૩ માં; પહેલું નાટક 'ઈન્દુકુમાર' ૧૯૦૯ માં; પહેલો રાસસંગ્રહ અને પહેલું ભાષાન્તર (ગીતાનું) ૧૯૧૦ માં; પહેલી ગદ્યકૃતિ 'ઉષા' પ્રસિદ્ધ થઈ ૧૯૧૮ માં.

કવિનું પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ અમદાવાદમાં થયેલું. ક. દ. ડા નું અવસાન થયુ, ત્યારપછીને વર્ષે ઈ. સ. ૧૮૯૯ માં કવિ ડેક્કન કોલેજમાંથી બી. એ. થયા.

પછી ૧૯૦૧ માં એમ. એ. થયા. ૧૯૦૨ માં હેડમાસ્તર તરીકે અને ૧૯૦૪ માં રાજકોટમાં રાજકુમાર કોલેજના અધ્યાપક તરીકે હતા. ને આમ ૧૯૨૧ સુધી, ન્યાયાધીશ, દીવાન કે વિદ્યાધિકારી જેવા જુદા જુદા હોદ્દા પર રહી, નોકરી કરી હતી.

૧૯૨૧ મા, ગાંધીજીએ શરૂ કરેલા સત્યાગ્રહમાં જોડાવા માટે, એમણે નોકરી છોડી, ને અમદાવાદ આવીને રહ્યા. પરંતુ આ સ્વતંત્ર મિજાજના ને સ્વમાની કવિને કાંઈક ખટપટ ઊભી થઈ; 'નોકરી-ચાકરી કરવી જ નથી' એવી મન સાથે ગાંઠ વાળી, અને પછી મંડયા લખવા.

કશે ભાષણ કરવા જવાનુ હોય તો કવિ પંદરપંદર દિવસ તે માટે શ્રમ ઉઠાવે; હાથ બેસાડવા માટે ભાષાતરો કરે; ફારસી તો શીખેલા, પણ પછી સંસ્કૃત શીખવા શાસ્ત્રી રોકે ને સંસ્કૃત પર પણ સારી હથોટી બેસાડે, મુગલ ઇતિહાસ વાચે, નાટકો લખવા માટે; દલપતરામના જીવન વિશે લખવાનું વિચારે ને તે સાથે એ જમાનાનું બધું સાહિત્ય વાંચી જાય; પોતે લખેલું હોય તે ફરી ફરી તપાસે, સુધારે, ઘૂંટે.

પાંચ દસ દિવસ કશું ન લખાયુ હોય તો પોતે 'બાઈ' (કવિનાં પત્ની માણેકબા) ના રોટલા મફત ખાય છે, એમ સાચેસાચ માને! આમ કવિએ નોકરી ન લીધી, તેનું સારુ પરિણામ જ સાહિત્ય માટે તો આવ્યુ.

૧૯૨૭માં એમને પચાસ વર્ષ થયાં ગુજરાતે ઉત્સાહથી એમને માન આપ્યુ. મુબઈ, સુરત, વડોદરા, નડિયાદ,

અમદાવાદ વગેરે સ્થળોએ સાહિત્યકારોએ અને લોકોએ કવિ પર પ્રીતની વર્ષા જ વરસાવી. કવિનો સ્વભાવ ધૂની, સ્વમાની હતો એ ખરુ, પણ સાથે સાથે એ એટલા જ લાગણીવશ, એટલા જ પોચા, એટલા જ નિખાલસ, સત્ય અને ન્યાય માટે એટલા જ આગ્રહી હતા.

એ તો મસ્તીથી કહેતા, 'જિંદગી એટલે હારજીતની બાજી!' અને તમે પેલું એમનું બાળગીત તો સાંભળ્યુ જ હશે· 'અમે તો સાચના સિપાઈ.' ખરેખર, કવિએ જિંદગીનો અનુભવ જ કવિતામાં ઉતાર્યો છે. એમનો દિમાગ ગજબનો: વરસે તેના પર બારે મેઘે વરસે; રૂઠે એની સાથે જીવન-ભરનાં રુસણાં લે.

પોતે પોતા માટે કહે છે: "પિતા સાથે લડ્યો છું; બહેનો, મિત્રો, સરકારી અમલદારો સાથે લડ્યો છું; અસહકાર સાથે અમહકાર કીધો છે. સાક્ષરો સાથે લડ્યો છું. સાહિત્ય પરિષદ સાથેનો મારો અઢાર વર્ષનો અસહકાર તો ગુજરાત જાણે છે.. હુંયે મારા નાનકડા અખાડાઓ ગજા પ્રમાણે ખૂબ ખેલ્યો છું!" આવાં હતાં કવિનું મન, દિલ ને સ્વભાવ. કવિ ખુદ કવિતામાં 'છંદ' સાથે પણ લડ્યા, ને પોતાની નવી 'ડોલનશૈલી' ઊભી કરી!

એક નથી લડ્યા એ માણેકબા સાથે. એમના પર એમને હંમેશ પ્રેમભાવ રહેલો. એ તો કવિનાં 'કુલયોગિની' હતાં!

કલાપી પછી નાનાલાલના સાહિત્યે ગુજરાતને ગાંડું કર્યું હતું. એમનાં 'ઉષા', 'જયાજયંત', 'કેટલાંક કાવ્યો', 'સારથિ', 'કુરુક્ષેત્ર' અને 'કવીશ્વર દલપતરામ'–આટલું જ

જો વાંચીએ તો પણ એ અમીવરસતા કવિ–ચન્દ્રરાજનો આપણને પરિચય થઈ જાય.

સ્વ. કવિ કાન્તે, કવિ નાનાલાલની કવિતા જોઈ કવિના જ શબ્દે કવિને બિરદાવેલા: ' ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ. " સાહિત્યના આકાશમાં અમૃત વરસતો, સોળે કળાએ ખીલેલો ચન્દ્ર ઊગ્યો ! અને ખરેખર, નાનાલાલે પોતાની કવિતાનું અમૃત રેલીને એ કાન્તની વાણી સાચી પાડી છે.

૧૯૪૫ માં કવિશ્રીનું અવસાન થયું; ૧૯૫૦ માં માણેકબાનું.

કવિ નાનાલાલની પ્રકૃતિ, પ્રેમ, શૌર્ય, અને ભક્તિની કવિતા ગુજરાતે હરખભેર ગુંજીગાઈ છે. એમનાં ઊર્મિગીતો દામ્પત્યસ્તોત્રો, ને ભક્તિગીતોમાંથી થોડીક રસભર વાનગી ચિત્તને પ્રસન્નતાથી ભરી દે એવી છે. એક વિવેચક લખે છે તેમ, ' જાદૂઈ વાણીમાધુર્ય, ઉત્કટ કલ્પનાબળ, લલિત તેમ ભવ્યનું એક સરખું સફળ કવન, ભાવનાપ્રકર્ષ, પ્રકાશ દાયિત્વ, વિજયી રસસિદ્ધિ, આર્દ્રતા, ઊર્મિસભરતા, ધ્વનિ પરિમલ, સંગીત વગેરે કવિશ્રી નાનાલાલની રોમેન્ટિક કવિતાનાં વિશિષ્ટ ગુણલક્ષણો છે. '

આપણે એમના કાવ્યપ્રદેશ પર જરાક ઊડી આવીએ.

' જયાજયન્ત 'નું આ ભાવલયમંજુલ ઊર્મિગીત જુઓ :

' એક જ્વાલા જલે તુજ નેનનમાં,
રસ જ્યોત નિહાળી નમું હું નમું;
એક વીજ ઝલે નભમંડળમાં,
રસજ્યોત નિહાળી નમું હું નમું. '

અને એમાંનું જ 'રાજહંસ' ગીતઃ

'સૂના આ સરોવરે આવો,
ઓ રાજહંસ! સૂના આ સરોવરે આવો.
જૂનાં એ ગીતને જગાવો,
ઓ રાજહંસ! સૂના આ સરોવરે આવો.'

એક જ શબ્દના હેરફેરથી ગીતને કેવો નવો જ વળાંક મળી શકે છે, એ કવિનો કાવ્યકસબ સમજવા જેવો છે. છેલ્લી પંક્તિ છે:

'હૈયાને સરોવરે આવો,
ઓ રાજહંસ! હૈયાને સરોવરે આવો.'

'જહાંગીરનૂરજહાં' કવિનું મુગલ સમયનું એક સુંદર નાટક છે. એમાં પણ લલિત મંજુલ પદાવલિવાળાં ઘણાં ગીતો છે.

'હો! મારે જાવું પેલે પાર;
હવે માછીડા, હોડી હંકાર;
મારે જાવું પેલે પાર
જમણે કાંઠે મથુરા નગરી,
ડાબે ગોકુળ ગામ;
આ આરે મારી દેહ ઊભી છે,
ત્યાં છે આતમરામ,
મારે જાવું પેલે પાર.'

'કેટલાંક કાવ્યો'માંનું નમણું આ ગીત 'નયણાંની ધાર':

'નયણાં મારાં નીતરે,
કોઈ લો નયણાંની ધાર;

સાગર મારા છીછરે,
કોઇ લો સાગરની સાર.
...
ઉરના સાગર છીછરે,
કોઈ લો ઉર કેરી સાર;
નયણે આત્મા નીતરે,
કોઇ લો આત્માની ધાર.'

એમનાં પ્રણયકાવ્યોમાં 'શરદ પૂનમ' વાંચવા જેવું છે. 'પુનર્લગ્ન'નો તથા 'આપણી લગ્નતિથિ'નો ભાવ પણ માણવા જેવો છે. કહે છે:

'ખેલ્યાં સખિ! અધિક આપણ ખેલશું, ને
કર્તવ્ય કર્મ પણ ભવ્ય જ આદરીશું;
વીણીશું નંદન, અને લઇ દિવ્ય પુષ્પો,
સોહાવશું સબળ સુન્દર કુલવેલી.'
'ઊગે ને આથમે વર્ષો ઓટ ને ભરતી ભર્યાં,
સ્નેહથી સંચર્યા સાથ દેવી! તે દમ્પતી તર્યાં.'

'ન્હાના ન્હાના રાસ' દ્વારા કવિ નાનાલાલે શુક શતશોના કંઠમાંથી કોયલો બોલાવી છે! વસન્ત વેચ્યા છે એ કાવ્યભાવ જ કેવો રંગદર્શી છે!

'રાજ! કોઇ વસન્ત લો, વસન્ત લો!
હાં રે મારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી:
હો રાજ! કોઈ વસન્ત લો, વસન્ત લો!'
ને એ જ વસન્ત શતપાંખડી ખીલે છે, ત્યારે કવિ હરિને તેડું દે છે:

'આ વસન્ત ખીલે શતપાંખડી,
હરિ, આવોને !
આ સૃષ્ટિએ ધરિયા સોહાગ;
હવે તો હરિ, આવોને !
...
મારે સૂની આયુષ્યની શેરીઓ,
હરિ, આવોને !
મારે સૂની સૌ જીવનની વાટ,
હવે તો હરિ, આવોને !
મારા કાળજ કેરી કુંજમાં,
હરિ, આવોને !
મારા આતમસરોવર ઘાટ,
હવે તો હરિ, આવોને !'

ગુંજ્યા જ કરીએ, ગાયા જ કરીએ, એવા બીજા પણ થોડા રાસ આ રહ્યા :

'ઊંચા આકાશ ઊંચી વાદળી, અલી કોયલડી !
કાંઇ ઊંચા તારા રણવાસ :
મીઠડું ટહૂકજે રે અલી કોયલડી !'
..
'રૂપલા રાતલડીમાં ઊઘડે ઉરનાં બારણાં,
હો બ્હેન !
ઝૂલે રસપારણાં,
હો બ્હેન !
ત્યારે ઝબકે ઝીણાં અતિથિનાં સંભારણાં,
હો બ્હેન !
લઉં હું વારણાં,
હો બ્હેન !'

'ચન્દ્રીએ અમૃત મોકલ્યાં, રે બ્હેન !
ફૂલડાં કટોરી ગૂંથી લાવ
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !'

'ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મારી ચુંદલડી :
એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મારી ચુંદલડી'

અને 'સ્નેહીનાં સોણલાં આવે સાહેલડી', તથા 'સૂનાં મંદિર, સૂનાં માળિયાં, ને મારા સૂના હૈયાના મ્હેલ રે,' અને 'હલકે તે હાથ નાથ ! મહીડાં વલોવજો' તથા 'ના'વ્યા એ નણદલના વીરા, કે પૂર્ણિમા પાછી ઊગી રે'....આ બધા રાસ પણ આજેય ભાવની એવી જ ભરતી ચડાવે છે

નાનાલાલે ગાયેલાં રણગીતો, આ રાસને પડછે જોવાં જેવાં છે, સાંભળવા જેવાં છે : 'કુન્તાસંદેશ'—

'પાર્થને કહો ચડાવે એ બાણ,
હવે તો યુદ્ધ એ જ કલ્યાણ.'

કે 'વીરની વિદાય'—

'મારા કેસરભીના કંથ હો !
સિધાવોજી રણવાટ.'

કે 'કાઠિયાણીનું ગીત'—

'મારા સાવજશૂરા નાથ હો !
તારે દેશ કશા પરદેશ ?'

અને 'ઇન્દુકુમાર'નું 'સાચના સિપાઈ'નું ગીત :

' સાચના સિપાઇ,
અમે સાચના સિપાઇ,
સાચ અમારી તરવારે,
ને સાચની બાંધી સવાઇ ! '

આ અને આવા ગીતોમા ભરપટ્ટે જીવનપ્રેરણા પડી છે.

'તાજમહેલ', 'કુલયોગિની', 'ગિરનારને ચરણે', 'મારાં નયણાંની આળસ રે, ન નીરખ્યા હરિને જરી'થી આરંભાતું 'હરિનાં દર્શન', 'પ્રભો ! અન્તર્યામી, જીવન જીવના, દીનશરણા'થી શરૂ થતું 'સ્તુતિ અષ્ટક', 'પિતૃતર્પણ', 'ગુજરાતનો તપસ્વી', 'ગુજરાત' વગેરે ચિત્રદર્શનો–આ અને આવી વૈવિધ્યથી સભર સૃષ્ટિ સર્જનાર કવિની વ્યાપક વિશાળ પ્રતિભાની આના પરથી તો કેવળ ઝાંખી જ થાય છે. સમગ્ર દર્શન તો એમનું સમગ્ર સાહિત્ય વાંચીએ ત્યારે જ થાય.

કવિએ આટઆટલું આપ્યુ છે, ને આપીને ગયા છે, ત્યારે એમ જ લાગે છે કે છેલ્લી ઘડીએ, ધરતી પર પૂરા ઠલવાઈને આનંદ અને સતોષ અનુભવનાર વાદળના જેવો જ ભાવ કવિને થયો હશે!

## ખબરદાર

**એ**ક વાર કવિવર નાનાલાલે કહ્યું હતું કે: 'ખબરદાર ખીલતો મોગરો છે; ખીલશે અને મહેકશે.' કવિની વાત સાચી હતી. કવિ ખબરદાર આપણી ગુજરાતી કવિતાના બાગમાં મોગરા પેઠે ખીલ્યા, મહેકયા ને આખર વિલાયા. પણ એ કવિની કવિતાની મહેક તો આખાય બાગને ભરી ગઈ છે એ નક્કી.



કવિની કવિતામાં જન્મ, જીવન અને મરણના અનેક ભેદી પ્રશ્નોનો ઉકેલ જડી આવે છે. ખબરદાર તો સંતકવિ હતા, તત્ત્વજ્ઞાની કવિ હતા અને તેથી જ એમણે પોતાની કવિતામાં કેવી ગૂઢ રીતે કહ્યું છે:

" તુને લૂંટવાને આવું છું
પ્રભુ ! ઘર ભાળજે રે ! "

અને કવિ કર્મમાં માનનારા હતા, એટલે એમણે ગાયુ હતું.

" ધૂમ્રને રોપતાં છાશે અંધારાં,
જ્યોતિને રોપતા તારા રે ! "

ધુમાડો રોપશે તેને અંધારાં મળશે; તેજ રોપશે તેને તારાનો પ્રકાશ મળશે.

પણ દરેક માણસ કાંઈ પ્રભુને માર્ગે, પ્રકાશને માર્ગે એમ સહેલાઈથી ઓછો જઈ શકે છે ! નહીં જ, કારણ:

" પ્રભુના પંથ નથી કંઈ સસ્તા,
કાંટાળા એ છે રસ્તા. "

અને તેમ છતાં કવિઓ તો પોતાની વિશાળ કલ્પના વડે, પોતાની સુંદર નાજુક ભાવના વડે, પોતાની ભક્તિ વડે, પોતાની શક્તિ વડે, દુનિયાને ન સમજાય કે સમજાય તેની પરવા કર્યા વિના, પોતાના તાનમા મસ્ત જ રહે છે. આ મસ્ત કવિ પણ તેથી જ કહે છે કે:

" અમો દિવ્ય ગીતો ગાનારા,
સ્વર્ગીય અમારો સૂર,
અમો પીયૂષ પી, પાનારા,
કાંઈ સ્વર્ગતણું સુમધુર.
અમો દિવ્ય ઝરણુ નાહનારાં,
દાખવતાં સઘળું નૂર,
અમો કુદરતને ચાહનારાં,
અમો કદી ન રહીએ દૂર! "

આવા કવિના જીવનપ્રદેશ પર આપણે એક નજર નાખીએ, ચાલો.

ગુજરાતના મશહૂર કવિ અને 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત'ના ગાયક કવિ શ્રી અરદેશર ફરામજી ખબરદાર મદ્રાસ ખાતે તા. ૩૦ મી જુલાઈ, ૧૯૫૩ ની રાતે હૃદયરોગથી અવસાન પામ્યા હતા. અવસાન સમયે કવિશ્રીની ઉંમર ૭૨ વર્ષની હતી

કવિનો જન્મ ૧૮૮૧ ના નવેમ્બરની છઠ્ઠી તારીખે દમણમાં થયો હતો. પાંચ વર્ષની ઉંમરે એમના પિતાશ્રી ફરામજીનું અવસાન થયું. માએ ખૂબ દુઃખો સહન કરીને, કવિને ભણાવ્યા ને કવિતાનો શોખ લગાડયો. દમણમાં અભ્યાસ પૂરો કરીને કવિએ મુંબઈમાં અભ્યાસ શરૂ કર્યો, પણ સંજોગોને વશ થઈ છ ધોરણ સુધી ભણીને, છેવટે મદ્રાસ જઈ એમણે વેપાર શરૂ કર્યો.

કવિની વય સોળ વર્ષની હતી, ત્યારે એમણે એક કાવ્યહરીફાઈમાં ભાગ લીધેલો અને પ્રથમ આવેલા. વીસ વર્ષની વયે એમણે પહેલુ કાવ્યપુસ્તક 'કાવ્યરસિકા' પ્રગટ કર્યું ને તે સાથે તેઓ ગુજરાતી જનતા સમક્ષ કવિ તરીકે ઓળખાયા.

કવિ દલપતરામ ડાહ્યાભાઈ તે જમાનામાં કવિ તરીકે ભારે લોકપ્રિય હતા. એમની નીતિપ્રેમથી છલકાતી કવિતાની આ કિશોર અરદેશર પર ઊંડી છાપ પડેલી. ત્યારબાદ ચાર વર્ષે એમનો બીજો સંગ્રહ 'વિલાસિકા' પ્રગટ્યો. આમાં કલ્પના અને શૈલીની વધુ સારી ચમક દેખાય છે.

ત્યાર પછી ત્રણ વર્ષે કવિ 'પ્રકાશિકા' પ્રગટ કરે છે, ને તેમાં કવિ કલાપી તથા કવિ કાન્તની છાપ દેખાય છે. આની પછી કવિના ખૂબ જ પ્રસિદ્ધિ પામેલા કાવ્ય-

સંગ્રહો તે 'ભારતનો ટંકાર', અને 'રાષ્ટ્રિકા'. આમાં કવિએ સરસ રાષ્ટ્રગીતો તથા યુદ્ધગીતો આપ્યાં છે. આ સંગ્રહોએ કવિની સાચી ઓળખ ગુજરાતને આપી અને કવિની રાષ્ટ્રપ્રેમની ભાવનાને ગુજરાતે વધાવી લીધી. કવિ સાચા અર્થમાં હવે 'ગુજરાતી જનતાના કવિ' બન્યા. વચમાં એમણે–૧૯૨૫ મા 'સંદેશિકા' નામનો જુદાજુદા રસને લગતાં કાવ્યોનો સંગ્રહ પણ પ્રગટ કર્યો હતો.

આની પછી, 'કલિકા', 'ભજનિકા', 'રાસચન્દ્રિકા', 'દર્શનિકા', 'કલ્યાણિકા' વગેરે આવ્યા, અને તેમાં કવિએ પ્રણય ગાયો, પ્રકૃતિની પૂજા કરી, તત્ત્વચિંતનને સ્પર્શ કર્યો, ધર્મ અને નીતિનાં ઊંડાણ આપ્યાં, ને તે દ્વારા મધુર કલ્પના, કોમળ ભાવો અને સ્વરની મધુરતાનો પરિચય આપ્યો.

કવિની પચાસ વર્ષની વય થતાં, તેમનો સુવર્ણ-જયંતીમહોત્સવ ઊજવવામાં આવ્યો હતો. ભાવનગરમાં ભરાયેલી સાહિત્ય પરિષદમાં તેમને સાહિત્યવિભાગના પ્રમુખ નીમવામાં આવેલા. મદ્રાસમાં ભરાયેલી હિંદી સાહિત્ય પરિષદના તેઓ સ્વાગતપ્રમુખ બનેલા. મુંબઈ વિદ્યાપીઠની વસનજી ઠક્કર વ્યાખ્યાનમાળામાં તેમણે વ્યાખ્યાનો આપેલાં. ૧૯૪૧ માં સાહિત્ય પરિષદના પ્રમુખ બનેલા—ને આમ કવિએ પોતાની વિદ્વત્તા અને પોતાનાં વાંચન, મનન વગેરે વડે ગુજરાતને અને ગુજરાતી સાહિત્યને દોરવણી આપેલી.

કવિ ખબરદાર માત્ર ગંભીર ભાવો આલેખનાર કવિ ન હતા. એમનામાં રમૂજશક્તિ પણ સારી હતી. કવિ નાનાલાલે મહાત્મા ગાંધી વિષે 'ગુજરાતનો તપસ્વી' એ નામનું કાવ્ય લખ્યું હતું, પરંતુ એમની 'ડોલનશૈલી'એ

ગુજરાતી કવિતામાં ઉહાપોહ મચાવેલો. કવિ ખબરદારે એ કાવ્યની ઠઠ્ઠામશ્કરી રૂપે 'પ્રભાતનો તપસ્વી' નામે કાવ્ય લખ્યું. પ્રભાતનો તપસ્વી એટલે કૂકડો. ખબરદારે નાનાલાલને કૂકડાની ઉપમા આપીને એમની શૈલીની એમાં આટકણી કાઢી હતી! આવું જ બીજું કાવ્ય હતું 'કુક્કુટ-દીક્ષા.' આ ઉપરાંત એમણે બીજા કવિઓનાં કાવ્યો પરથી પણ આવાં કટાક્ષભરપૂર પ્રતિકાવ્યો રચ્યાં હતાં.

એમના બીજા ગ્રંથોમાં, 'ગુજરાતી કવિતાની રચનાકળા', કેટલાંક અંગ્રેજી કાવ્યો, અપ્રકટ નાટક 'મનુરાજ' વગેરેનો ઉલ્લેખ કરવો જોઈએ. આ સાથે એમણે રચેલી ગાથાને પણ કેમ ભુલાય? પૃથ્વીના પયગમ્બર તે અશો જરથુસ્ત્ર. એમના યાદગાર ગ્રંથો તે એમની પાંચ ગાથાઓ. આ ગાથાઓને કવિ ખબરદારે પોતાની દિવ્ય દૃષ્ટિથી, પોતાના વિશાળ જ્ઞાનથી, પોતાની અપાર કાવ્યશક્તિથી જે આકારમાં પ્રગટ કરી છે, તેણે પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોની પ્રશંસા મેળવી છે. છેલ્લાં બારસો વર્ષમાં જરથોસ્ત સાહેબની ગાથાઓને આવા સ્વરૂપમાં પ્રગટ કરનાર કવિશ્રી પહેલા જ છે. કવિએ લખેલી બીજી ચાર ગાથાઓ હજી અપ્રકટ છે.

આમ, વિપુલ સાહિત્ય સર્જીને ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરનાર કવિએ જગતની જંજાળમાથી મન, હૃદય ને તન વાળી લીધાં છે. ઊલટભર્યે હૈયે એમણે પોતાના છેલ્લા કાવ્યસંગ્રહ 'કીર્તનિકા'માં પરમાત્માનાં ગીતો ગાયાં છે. જિંદગીનું ચકડોળ છેલ્લે ફેરે આવી લાગ્યું છે એની જાણે આગાહી થઈ ચૂકી હોય એમ તેમણે ગાયુ છે–ને ખરેખર, કવિ ચાલ્યા ગયા છેઃ દાદારની દરગાહમાં.

'સવાઈ ગુજરાતી'

## કાકાસાહેબ કાલેલકર

**કા**લેલકર એ એમની અટક એ અટક પડેલી એમના વતન કાલેલી ગામ પરથી, જો કે એમની મૂળ અટક તો છે રાજાધ્યક્ષ કાલેલકર વધારે જાણીતા તો છે કાકાસાહેબને નામે



જન્મે અને શિક્ષણે મહારાષ્ટ્રી હોવા છતા, ગુજરાતી પરનો એમનો અસાધારણ કાબૂ જોઈ ગાધીજીએ જ એમને 'સવાઈ ગુજરાતી' નુ બિરુદ આપેલુ

૧૮૮૫ મા એમનો જન્મ-મહારાષ્ટ્રની રાજધાની સતારામા એમનુ નામ દત્તાત્રય, પિતાનુ નામ

બાલકૃષ્ણ, માતાનું નામ રાધાબાઈ. પિતા સતારા જિલ્લાના કલેક્ટરના મુખ્ય હિસાબનવેશ હતા. માતાપિતા બેઉ ખૂબ ધાર્મિક વૃત્તિના એટલે નાના 'દત્તુ' પર ધર્મના સંસ્કાર તો પહેલેથી જ. પિતાની નોકરી સરકારી એટલે ફેરબદલી પણ ખૂબ થાય. પરિણામે નાના 'દત્તુ'ને નાનપણથી જ હરવા-ફરવાનો લાભ પણ સારો મળેલો, જે મોટપણે પ્રવાસવર્ણનો લખવામાં મૂર્ત થયો.

૧૯૦૨ માં લગ્ન થયાં; ૧૯૦૭ માં પૂનાની ફરગ્યુસન-કોલેજમાંથી બી. એ. થયા. પછી બેલગામની રાષ્ટ્રીય શાળામાં આઠ રૂપિયાને પગારે નોકરી કરી. ૧૯૦૮માં વકીલાતની પહેલી પરીક્ષા પસાર કરી ને મુંબઈના 'રાષ્ટ્રમત' નામના દૈનિક પત્રમાં જોડાયા. ૧૯૧૨માં વડોદરાના ભારતી વિદ્યાલયના આચાર્ય બન્યા. પણ પ્રવાસનો શોખ ભારે એટલે ૧૯૧૨ માં જ હિમાલયનો પ્રવાસ ખેડયો. પછી કવિ રવીન્દ્ર-નાથ ઠાકુરના શાંતિનિકેતનમાં શિક્ષક બન્યા ને વળી ત્યાંથી બ્રહ્મદેશની સવારી ઉપાડી.

૧૯૧૫ ની સાલ એમને માટે ધન્યતમ.

એ વર્ષે એ ગાંધીજીના પરિચયમાં આવ્યા. પરિણામે સત્યાગ્રહ આશ્રમની શાળામાં જોડાયા. અહીં હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ અને તેની સંસ્કૃતિ, ધર્મ અને સ્મૃતિ-ગ્રન્થો, હિન્દનું રાજકારણ ને અર્થકારણ, ઉપનિષદો અને ખગોળ-વગેરે વિવિધ વિષયોમાં રસ લઈ તેનો અભ્યાસ કર્યો. ગુજરાત વિદ્યાપીઠમાં તેઓ અધ્યાપક, આચાર્ય અને કુલપતિ બન્યા. તે પછી ગાંધીજીની સાથે રહી, સ્વરાજ્ય-

આંદોલનોમાં ભાગ લઈ, જેલયાત્રા કરી. તે દરમિયાન ખૂબ વાંચ્યું, વિચાર્યું, લખ્યું. રાષ્ટ્રભાષાપ્રચારના કાર્યમાં પણ એમણે મહત્ત્વનો ફાળો આપ્યો.

આમ ગાંધીજીનાં જીવન, વ્યક્તિત્વ અને વિચારસરણીની છાપ કાકાસાહેબે સંપૂર્ણપણે ઝીલી છે.

કાકાસાહેબની કલમ સાહિત્યનાં વિધવિધ સ્વરૂપોમાં વિચરી છે ને જ્યાં જ્યાં વિચરી છે ત્યાં ત્યાં તેને સમૃદ્ધ કરી રહી છે. 'જીવનવિકાસ'માં કેળવણી; 'જીવનનો આનંદ'માં પ્રકૃતિપ્રેમ; 'જીવનસંસ્કૃતિ'માં, 'જીવતા તહેવારો'માં, 'પૂર્વરંગ'માં અને 'લોકજીવન'માં સંસ્કૃતિ ભાવના; 'જીવનભારતી'માં સાહિત્યવિવેચના; 'સ્મરણયાત્રા'માં આત્મજીવનનાં અનેક સંસ્મરણો; 'ઓતરાતી દીવાલો'માં જેલજીવનના અનુભવો; 'હિમાલયનો પ્રવાસ' અને 'બ્રહ્મદેશનો પ્રવાસ'માં પ્રવાસનું ચિન્તન અને અનુભવો; 'લોકમાતા'માં દક્ષિણની નદીઓનાં રેખાચિત્રો; 'ગીતાધર્મ'માં ગીતાવિષયક મૌલિક દર્શન; 'સ્વદેશીધર્મ'માં ગાંધીજીની સ્વદેશભાવના; 'બાપુની ઝાંખી'માં ગાંધીજીના જીવનના નાના છતાં સૂચક એકસો આઠ પ્રસંગોનું આલેખન. 'માનવી ખંડિયેરો' નામની નવલકથાનો અનુવાદ ઉપરાંત ગાંધીજીના પત્રોનું સંપાદન વગેરે વૈવિધ્યભર્યું કાકાસાહેબનું સર્જન છે. જે છે તે લલિત છે, મૌલિક છે. પૂર્વને રંગે રંગાયેલું છે, સ્વસ્થ પણ છે ને ઉલ્લ[illegible] છે, ને સાથે સાથે સાત્ત્વિક છે.

ગુજરાતી ભાષામાં ઉત્તમ નિ[illegible] ? એ

પ્રશ્નનો સહેજે સૂઝતો ઉત્તર છે: કાકાસાહેબ કાલેલકર. નિબંધોને એ કવિતાથી જ રસી દે છે–ગદ્યમાં લખતા હોવા છતાં. ને તેથી જ તો એક વિવેચકે કહ્યું છે કે 'કાકાસાહેબે પ્રાસવાળી કે પ્રાસરહિત એવી બે પંકિતઓ પણ પદ્યની લખી નથી છતાં એમને માટે કંઈ પણ લેબલ લગાડવું હોય તો તે 'કવિ' નુ જ લગાડવું પડે' અર્થાત્ એમના ગદ્યમાં, કાવ્યના જેવી મધુરતા તથા શબ્દસંગીત અને સૌન્દર્યદર્શનની પ્રસન્નતા પૂરેપૂરી છે. નિબંધોમાં વર્ણનો અને ચિંતન જેવું બીજું ખાસ લક્ષણ છે વિનોદનુ પણ. કાકાસાહેબની રમૂજ–વૃત્તિ સૂક્ષ્મ ને સતેજ છે; એમનું હાસ્ય અનેકરંગી અને પ્રસન્નમધુર છે. કોઈકવાર કટાક્ષથી, કોઈકવાર ચિંતનથી, કોઈકવાર શબ્દયોજનાથી તો કોઈકવાર વિચારપૂર્વક કરેલા અવલોકનથી તેઓ આ હાસ્યનું નિર્માણ કરે છે.

કાકાસાહેબનુ ઘડતર કોને હાથે થયુ છે તે જાણો છો? ગાંધીજી ઉપરાંત સ્વામી વિવેકાનંદ ને કવિવર ઠાકુર, એમના આદ્ય જીવનગુરુઓ અને સાહિત્યગુરુઓ. સાથે સાથે રાનડે, અરવિંદ ઘોષ, કુમારસ્વામી, અને ભગિની નિવેદિતાની પણ એમના જીવનવિકાસમાં ઊંડી અસર છે.

પણ આપણે કાકાસાહેબને પૂછીએ કે આપે જ આપનો પરિચય આપવાનો હોય તો કઈ રીતે આપો? તમે જાણો છો? અમદાવાદમાં ભરાયેલા બારમા સાહિત્ય સંમેલનના કલાવિભાગના પ્રમુખ તરીકે એમણે જે વ્યાખ્યાન કર્યું હતું તેમાં એમણે આત્મપરિચય આપ્યો છે. તેઓ

કહે છે: "હું તો જીવનભરનો રખડુ છું. મારું સ્થાન શહેરો અને શેરીઓ, મહેલો અને એના દીવાનખાનામાં નથી. મારું સ્થાન પહાડોનાં જંગલોમાં, સમુદ્રની રેતીમાં, નદીને કાંઠે અથવા તો ઝાડોની ઘટામાં હોય. આમ છતાં હું મનુષ્ય-પ્રેમી છું. માણસગંધો નથી મનુષ્ય જાતિનો પુરુષાર્થ, એની યોજનાઓ, એની ભૂલો અને એ સુધારવાના પ્રયત્નો, એની આશંકાઓ અને આકાંક્ષાઓ, એનો પ્રેમ ને એનાં બલિદાન—એ દરેકમાં મને રસ છે, અને તેથી જ દુનિયા મને દૂર કરે તોયે હું એનો સહવાસ શોધું છું."

# કનૈયાલાલ મુનશી

" બોલો, વનમહોત્સવ કોણે ઉજવાવેલો ?"

" કોણ જાણે !"

" ૧૯૫૨ માં આપણા ખોરાકખાતાના પ્રધાન કોણ હતા ?"

" ખબર નથી !"

" ઉત્તર પ્રદેશના રાજ્યપાલ કયા ગુજરાતી હતા ?"



" યાદ નથી !"

" ગુ જ રા તી માં 'ગુજરાતનો નાથ' નામની નવલકથા કોણે લખી છે ?"

" મુનશીએ-મુનશીએ !"

" ખરેખર, અને

એ જ મુનશીને ફાળે આ બધી સિદ્ધિઓ નોંધાઈ છે, સમજ્યા ?"

૧૮૮૭ ની સાલ આપણા સાહિત્યમા બહુ અગત્યની છે એ સાલમા ગોવર્ધનરામનુ 'સરસ્વતીચદ્ર' પ્રગટ થયુ નરસિંહરાવનો કાવ્યસગ્રહ 'કુસુમમાળા' પ્રસિદ્ધ થયો, ને શ્રી મુનશીનો જન્મ થયો

મુનશીનું જીવન એટલે આકાશમાનુ ઈન્દ્રધનુષ્ય સાત રગ કેવા સોહામણા લાગે છે એમા ! એવુ જ એમનુ છે એ સફળ ધારાશાસ્ત્રી, એ સફળ સાહિત્યકાર, એ સફળ મુત્સદ્દી નેતા અને એ સફળ સસ્થાસર્જક કેટલાક માણસો ખૂબ ભાગ્યશાળી હોય છે, જ્યા હાથ નાખે ત્યાથી સોનુ મેળવે, જ્યા પગ મૂકે ત્યાથી કીર્તિ પામે, જ્યા આખ માડે ત્યાથી વસ્તુનો તાગ કાઢે મુનશી એવા ભાગ્યશાળી છે

જુઓ, એક નજર ફેરવો એમના ચિત્ર પર 'સાહિત્ય સસદ' સ્થાપે છે ને એના એ પ્રમુખ થાય છે, કરાચી ને જૂનાગઢ ખાતે ભરાતી સાહિત્ય પરિષદમા એ જ મોવડી બને છે, ભારતીય વિદ્યાભવન અને અધેરીની ભવન કોલેજ એમના પરિશ્રમથી ઊભા થાય છે, મુબઈ વિદ્યાપીઠમા 'ફેલો' બને છે, સત્યાગ્રહ શરૂ થાય છે ને જેલમા જાય છે, તપાસપચો નિમાય છે ત્યારે તેના સભ્ય બને છે, મુબઈ ઈલાકાના ગૃહપ્રધાનનો હોદ્દો શોભાવે છે દેશી રાજ્યોના સલાહકાર બને છે, 'અખડ હિન્દુસ્તાન'ની હાકલ ગજવે છે, ભારતનુ રાજ્યબધારણ ઘડે છે હૈદરાબાદ ખાતેના હિન્દી એજન્ટ જનરલ બને છે ભારતના ખોરાકખાતાના પ્રધાન

બનીને વનમહોત્સવ ઉજવાવે છે, ઉત્તર પ્રદેશના રાજ્યપાલ નિમાય છે, અનેક સંસ્કારપ્રવૃત્તિઓના પ્રાણ બને છે ને ગરવી ગુજરાતમાં, ગાંધીજી અને સરદાર પટેલ પછી ગરવા ગુજરાતી તરીકે પોતાનું સ્થાન મેળવી લે છે, અને ગરવું પદ એમને મળે છે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, શ્રી અરવિન્દ ઘોષ અને ગાંધીજી : આ ત્રણ પ્રેરક બળોમાંથી એમનુ જીવન ઘડાયુ છે.

પણ આપણને તો વધારે નિસબત છે, મુનશી સાહિત્યકાર સાથે. અને એ સાહિત્યકાર મુનશીના ચિત્ર પર એક નજર માંડો.

એ નવલકથાઓ રચે છે–ઐતિહાસિક, સામાજિક, પૌરાણિક. એ નાટકો લખે છે–એવાં જ ઇતિહાસ, સમાજ અને પુરાણમાથી વિષયો લઈને. એ નવલિકાઓ લખે છે–ખૂબ જ રસ પડે તેવી, જૂનવાણી વિચારવાળાઓને ડઘાવી મૂકે તેવી. એ જીવનચરિત્રો આલેખે છે–હરિભક્ત નરસૈયાનુ ને અર્વાચીનોમાં આદ્ય નર્મદનુ. એ આત્મકથા લખવા બેસે છે–ને 'અડધે રસ્તે', 'સીધાં ચઢાણ' ને 'સ્વપ્નસિદ્ધિની શોધમાં', (ને 'શિશુ અને સખી'ને કેમ ભૂલાય ?) જેવાં, નવલકથા વાંચતાં હોઈએ એવી રસભરી શૈલીમાં લખાયેલાં પુસ્તકો આપણને આપે છે.

આ ઉપરાંત એ થોડાંક 'રસદર્શનો', 'ગુજરાત અને એનું સાહિત્ય' (અંગ્રેજીમાં) અને 'કેટલાક લેખો'માં નિબંધ અને વિવેચન લખે છે, પ્રવાસ પર પણ એ હાથ અજમાવે છે, ને હાથમાંથી, પૂરુ કર્યા વિના મૂકેલું

ન ગમે એવું ‘મારી ખિનજવાબદાર કહાણી’ નુ યૂરોપના પ્રવાસનુ પુસ્તક લખી કાઢે છે. ઇતિહાસ પણ એમનો મન ગમતો વિષય છે, ને તેથી ‘ગુર્જર દેશની ગૌરવકથા’ અને ‘ગુજરાતમાંના સૌપ્રથમ આર્યો’ જેવાં પુસ્તકો (અંગ્રેજી) તેમણે લખ્યાં છે.

એમનાં વ્યાખ્યાનોમા પણ એમની વિલક્ષણ વેધક દૃષ્ટિ વરતાઈ આવે છે. ‘આદિ વચનો’ વાચો, સાહિત્ય પરિષદમાનાં પ્રવચનો જુઓ, ‘ગુજરાતની અસ્મિતા’ અને ‘ગુજરાતના જ્યોતિર્ધરો’ પર નજર નાખો–બધે જ, નવુ જોમ, નવો રંગ, અને છટા તથા સરસતા ને સચોટતાવાળી શૈલી જણાશે. એમાં તો મુનશીનું વ્યક્તિત્વ છે!

ગુજરાતીમાં કલમ ઉપાડી જેમ એમણે ગુજરાતી ભાષાને જોમવતી બનાવી છે, તેવી જ રીતે અંગ્રેજીમાં પણ એમણે ઘણું લખ્યું છે. ‘ભગવદ્‌ગીતા અને આજનું માનસ’, ‘મહાત્માને પગલે પગલે’, ‘પ્રાચીન ગુર્જરદેશ અને તેનું સાહિત્ય’, ‘જીવનની સર્જનાત્મક કલા’ જેવાં અનેક પુસ્તકો, એમની વિચારધારા, રજૂઆત, શૈલી ને જ્ઞાનનું ઊંડાણ વગેરે માટે નોંધપાત્ર છે.

મુનશીની કઈ કૃતિને સંભારશો ને કઈને ભૂલશો? ‘પાટણની પ્રભુતા’, ‘ગુજરાતનો નાથ’, ‘રાજાધિરાજ’, અને ‘જય સોમનાથ’–આ ચારમા સોલંકી યુગનું ગુજરાત જીવતું થયુ છે ‘પૃથિવીવલ્લભ’ તો જાણે ગદ્યમા લખેલું ઊર્મિકાવ્ય! તેવી જ બીજી નવલકથાઓ: ‘ભગવાન કૌટિલ્ય’, ‘લોપામુદ્રા’, ‘લોમહર્ષિણી’ અને ‘ભગવાન પરશુરામ.’

તો વળી 'ભગ્નપાદુકા' જેવી નવલકથામાં ખીલજી-વંશનો પરિચય પણ તેઓ કરાવી જાય છે.

આમાનાં પાત્રો : કાકમંજરી, રાણકખેંગાર, મીનળ મુંજાલ, ત્રિભુવનપ્રસન્ન, ચૌલાભીમદેવ, તોળાપરશુરામ, મુંજમૃણાલ ભૂલ્યાં ભૂલાય એમ નથી બીજી બાજુ 'કોનો વાંક ?', 'વેરની વસૂલાત', 'સ્વપ્નદ્રષ્ટા', 'સ્નેહસંભ્રમ' જેવી સામાજિક નવલકથાઓ છે.

'મારી કમલા અને બીજી વાતો'મા એમણે નવલિકાઓ આપી છે: તેમાંય 'મારી કમલા', 'શામળશાહનો વિવાહ', 'કોકિલા', 'કામચલાઉ ધર્મપત્ની' ને 'ગોમતીદાદાનું ગૌરવ' તો આજેય આપણી સારી વાર્તાઓમાં સહેજે ઊંચું સ્થાન મેળવે એવી છે.

નાટકોમાં પૌરાણિક અને સામાજિક બે ભાગ પાડીએ તો પહેલામાં સૌથી ઉત્તમ એમનું 'તર્પણ'. એમાનાં ત્રણ પાત્રો સગર, સુવર્ણ અને ઔર્વ તો પ્રાણથી ધબકતાં જ લાગે! બીજામાં, 'બે ખરાબ જણ', 'કાકાની શશી', 'છીએ તે જ ઠીક', 'પીડાગ્રસ્ત પ્રોફેસર' અને 'બ્રહ્મ-ચર્યાશ્રમ' વાંચવા ને ભજવવા ગમે એવા છે–ને અનેકવાર એ સફળતાથી ભજવાઈ પણ ચૂક્યાં છે એમનું ઐતિહાસિક નાટક છે 'ધ્રુવસ્વામિની દેવી' એમા ચંદ્રગુપ્ત, રામગુપ્ત અને ધ્રુવસ્વામીનાં પાત્રો પણ કેવા અદ્દભુત છે!

આ ઉપરાંત 'ડૉ. મધુરિકા' અને 'વાહરે મૈં વાહ !' પણ વાંચવાં જેવાં છે! બીજામાં તો એમણે પોતે જ પોતાની તસવીર ખેંચી છે.

મુનશીની એક ખૂબી એ છે કે હમેશ પોતાનાં પાત્રોને જીવતા બનાવી શકે છે, એમને માસરુધિર અને ત્વચા તથા પ્રાણથી ધબકતા, હસતા રડતા, પડતા ઊઠતાં, આપણા જેવા માનવીઓ જ લાગે એવાં, એમની મરજી પ્રમાણે વર્તતા ને બોલતાં રાખી શકે છે.

તેવુ જ છે એમની આત્મકથાનું એ કથા વાચો ને પાને પાનેથી જીવતા માણસોની લગાગ આપણને મળી રહે. એમાથી મુનશીના આખા સાહિત્ય પાછળ જે પ્રેરણા ને જે બળો કામ કરી રહ્યા હતાં તેને વિશે સાચી સમજ સાપડી રહે છે. એટલે એ આત્મકથા તો આ આખા મુનશી ભંડારની ચાવી છે!

મુનશીના ‘કુલપતિના પત્રો’ પણ રસભર્યું વાચન પૂરુ પાડે છે.

‘આત્મશિલ્પની કેળવણી’ એ એમના ‘ક્રિયેટિવ આર્ટ ઓફ લાઈફ’ નામક અંગ્રેજી પુસ્તકનો સુંદર અનુવાદ છે. હિન્દીમાં પણ એમના કેટલાક પુસ્તકોના અનુવાદો થયેલા છે.

આપણા એક વિદ્વાન વિવેચક લખે છે કે, ‘યૌવન-મૂર્તિ નર્મદ’ પછી, આ પહેલો જ વર્ચસ્વી સાહિત્યકાર ગુજરાતે પ્રગટાવ્યો છે, જેણે ઘણી માનપાત્ર સિદ્ધિ મેળવી છે, ને ગુજરાતમા જેણે પોતા માટે વર્ષો સુધી ટકે એવુ સ્થાન જીતી લીધુ છે.

આ ઉલ્લાસવન્તા સાહિત્યકાર આપણું અનોખું ગૌરવ ધન છે એમ કહેવામા કશી અતિશયતા નથી

## રામનારાયણભાઇ

કવિ કહે છે · 'જૂજવે રૂપે અનન્ત ભાસે'. રામનારાયણ ભાઈનું પણ એવું જ છે. એ 'દ્વિરેફ'ને નામે 'દ્વિરેફની વાતો'ના રસપૂર્ણ ત્રણ ભાગ લખે, 'સ્વૈરવિહારી' ને નામે સ્વૈરવિહાર કરતા કરતાં 'સ્વૈરવિહાર'ના હળવા નિબંધોના બે ભાગ આપે, પોતાને સાચે નામે–' રામનારાયણ વિશ્વનાથ પાઠક 'ને નામે નક્કર વિવેચન આપે · તેમાં, ' અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય ' હોય, 'નર્મદાશંકર કવિ' હોય, ' અર્વાચીન કાવ્ય–



સાહિત્યનાં વહેણો ' હોય, ' કાવ્યની શક્તિ 'ને ' સાહિત્ય વિમર્શ ' હોય, ' આલોચના ' અને ' નર્મદ : અર્વાચીન ગદ્યપદ્યનો આદ્ય પ્રણેતા ' હોય, તથા ' પ્રાચીન ગુજરાતી છંદો 'ની ઐતિહાસિક સમાલોચના હોય ને ' સાહિત્યાલોક ' હોય; તેઓ સ્વતંત્ર રીતે કે કોઈ સાક્ષર મિત્ર સાથે મળીને સંપાદન પણ કરે, અનુવાદ પણ કરે, ' મનોવિહાર ' જેવું નામ આપી નિબંધસંગ્રહ પ્રકટ કરે તો પોતાની આખી જિંદગીના પિંગળશાસ્ત્રના અભ્યાસના સરસ પરિપાક રૂપ અને એ વિષયમાં ' છેલ્લા શબ્દ ' જેવો ' બૃહત્ પિંગળ 'નો ગ્રંથ પણ રચી આપે છે–ને તે ' અપૂર્વ ને અદ્ભુત ' પુરવાર થાય. આમ સાહિત્યનાં ઘણાં ક્ષેત્રોમાં સફળતાથી ઘૂમી તેઓ પોતાનું નામ ચિરંજીવ કરી જાય છે.

જ્ઞાતિએ રામનારાયણભાઈ પ્રશ્નોરા નાગર. એમનું જન્મસ્થાન ધોળકા તાલુકાનું ગાણોલ ગામ. જન્મ તારીખ ૮ મી એપ્રિલ ૧૮૮૭. પિતા : વિશ્વનાથ સદારામ; માતાઃ આદિત્યબાઈ.

રાજકોટમાં નાના રામનારાયણભાઈ પ્રાથમિક શિક્ષણ લે છે ભાવનગરમાંથી મેટ્રિકમાં ઉત્તીર્ણ થાય છે પછી સામળદાસ કૉલેજ અને વિલ્સન કૉલેજમાં અભ્યાસ કરે છે. વિલ્સન કૉલેજમાથી ૧૯૦૮ માં બી. એ. પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ થાય છે. પછી અધ્યાપક બને છે. પછી વકીલ થાય છે; વકીલાત કરે છે પણ પ્રકૃતિને તે અનુકૂળ નથી નીવડતું. પણ અમદાવાદ આવી શિક્ષક બને છે. ત્યાં તો ગાધીજીની અસહકારની હાકલ આવે છે, ને રામનારાયણભાઈ શિક્ષક-

જીવન છોડે છે. ગાંધીજીએ સ્થાપેલી ગુજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જોડાય છે. તેટલામાં જ શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે શરૂ કરેલા 'યુગધર્મ' પત્રમાં સહતંત્રીપદ સ્વીકારે છે. એ પત્ર બંધ થાય છે ને પોતે 'પ્રસ્થાન' માસિક શરૂ કરે છે. ૧૯૩૦માં તો સામુદાયિક અસહકાર આંદોલનમાં કાનૂનભંગ કરવાને કારણે છ માસનો કારાવાસ પણ વેઠે છે.

રામનારાયણભાઈના જીવનનું આંખે ઊડીને વળગે એવું લક્ષણ એ છે કે એમના પોતાના કાર્યે જ એમની બીજી શક્તિઓને જગાડી છે. શીખવતા હતા તે સમય દરમિયાન શીખતાયે હતા. અને સાહિત્યની સુપ્ત શક્તિઓને જગાડતા હતા. આમાંથી જ રચાયો પહેલો વિવેચનલેખ: 'કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાનાં કાવ્યો'–૧૯૨૨માં તે પ્રસિદ્ધ થયો ને એમની વિવેચનશક્તિને પાંખ ફૂટી. ને આમ જ એ પ્રવાહ વહ્યો તર્કશાસ્ત્રના પુસ્તકની રચનારૂપે, 'કાવ્યપ્રકાશ'ના ભાષાંતરરૂપે અને 'કાવ્ય સમુચ્ચય' તથા 'કાવ્યપરિચય'ના સંપાદનરૂપે!

આ અધ્યાપનનો વ્યવસાય પછીયે ચાલુ જ રહ્યો તેને કારણે સૌથી વધુ લાભ મળ્યો વિવેચનને. અને એ વિવેચન પણ એટલું મૌલિક, પૂર્વ અને પશ્ચિમના સિદ્ધાન્તોના સમન્વય રૂપ, ઊંડાણભર્યું, પૂર્વગ્રહથી મુક્ત કે રામનારાયણભાઈ આજે આપણા ઉત્તમ વિવેચકોમાંના એક ગણાય છે. તમારે એમાની થોડી ઝલક જોવી હોય તો જરા 'કાવ્યની શક્તિ', 'આપણા વિવેચનના કેટલાક ફૂટ પ્રશ્નો', 'રાઈનો પર્વત–એક સમાલોચના,' 'પૂર્વાલાપ'નો ઉપોદ્‌ઘાત અને

'કાવ્યસમુચ્ચય ભાગ ૧'નો ઉપોદ્ઘાત જોઈ જજો. આ બધામાં એમણે કરેલી તાત્ત્વિક ચર્ચા એમનાં વાંચન, મનન તથા તીવ્ર વિવેચનશક્તિની સાક્ષી પૂરે છે.

પણ 'શેષનાં કાવ્યો'ના સર્જકને આ બધાંની વચ્ચે આપણે ભૂલી ન જઈએ તે જોવું રહ્યું. રામનારાયણભાઈ કવિતાના જાણકાર હતા. કવિતા તો લખતા ઠેઠ ૧૯૨૨થી, પણ તેમનું કાવ્ય, ૧૯૩૪ પછી વધારે મહોર્યું ને ઠેઠ ૧૯૩૮ માં ગ્રંથસ્થ થયું. કવિતામાં ફિલસૂફની કોટિનું ચિન્તન એ એમની વિશેષતા. એક વિવેચક કહે છે તેમ એમની કવિતામાં 'જુવાનનો ઉલ્લાસ, શૌર્ય ને ભાવનાશીલતા છે, તો ફિલસૂફનો વિષાદ ને ધીરપુરુષનું ડહાપણ છે, અને શુચિત્વ તથા સંસ્કારથી વાતાવરણ મંગલ છે.' કવિ ઈશ્વરને સ્તવે છે, પ્રકૃતિનાં ભિન્ન ભિન્ન રૂપને આલેખે છે, ચિન્તનને ચાકડે ચડી સાર તારવે છે, સંયોગવિયોગના પ્રણયભાવો લલકારે છે, તો મુક્તકો, અનુવાદો ને હાસ્યપ્રધાન રચનાઓ પણ કરે છે.

કવિ તરીકે એમનું પહેલું ઉપનામ 'જાત્રાળુ'. એ ઉપનામે 'રાણકદેવી' રચેલું પણ પોતાનાં સ્વર્ગસ્થ પત્નીને ઉદ્દેશીને લખાયેલા 'નર્મદાને આરે' વેળા એમણે 'શેષ' ઉપનામ ધારણ કર્યું. કેવી સાર્થકતા ને કેવો ભારેલો વિષાદ છે એ ઉપનામમાં! અને 'શેષનાં કાવ્યો' એ સદ્ગત પત્નીને અર્પણ કરતાં તેઓ ગદ્ગદ્ કંઠે કહે છે:

'વેણીમાં ગૂંથવાં'તાં કુસુમ તહીં રહ્યાં
અર્પવાં ..... થી!'

બીજે પક્ષે આપણી મમય ચેતનાને જગાડે તેવું બળ પણ એમની કવિતામાં છે. તમે એમનું 'વૈશાખનો બપોર' વાંચજો, અને 'છેલ્લું દર્શન' વાંચજો; 'આતમરામને' અને 'પરથમ પરણામ મારા' વાંચજો, 'બુદ્ધનું નિર્વાણ' અને 'તુકારામનું સ્વર્ગારોહણ' જોઈ જજો અને 'જ્યારે આ આયખું ખૂટે' એ કૃતિને તો વિસરાશે જ કેમ ? કવિ કહે છે:

" પ્રભુ, જિંદગી પુણ્ય વિના ગઈ છે,
પણ ક્યાં તુજ એ કરુણા ગઈ છે?

*

હસી મૃત્યુ મુખે ધસવાનું જ દે,
ધસી મૃત્યુ મુખે હસવાનું જ દે.

*

જીવવા નહીં તો
મરવા કોઈ ભવ્ય પ્રસંગ તુ દે!
ઘડી એ બસ એટલું યૌવન દે;
પ્રભુ, યૌવન દે, નવયૌવન દે! "

અને કવિ 'પ્રાર્થના' માં પ્રાર્થે છે:

" પ્રસન્ન અનુકૂલ પ્રેરી પવનો જ તુ તારી દે."

*

" પ્રકાશ કર ને સનાતન બતાવ તારો પથ,
પસારી કરુણા કટાક્ષ તમભેદી ચૈ તારક. "
" પ્રભો! શરણ દીનના! વચન પૂર્વનાંને સ્મરી,
દયાનિધિ! પિતા, સ્વયં તું અવતાર લૈ તારી લે! "

વળી પ્રકૃતિકાવ્યોમાંથી 'ગ્રીષ્મની એક સાંજ'ને આ જીવનદૃષ્ટિવાળા કવિને જુઓ:

" કદી કદી પરંતુ હા ! અનુભવે પ્રભો, ચિત્ત આ
પ્રશાન્તિ જડ કારમી, અહહ, શીત મૃત્યુ સમી,
તદા તવ અનન્તમાથી કંઈ ચેતના પૂરજે,
વિમૂર્છિત થયેલ ગાત્ર પર અંજલિ છાંટજે,
વિખેરી દઈ મોહને, તું મુજ ચિત્તને પ્રેરજે—
ભલે મલિન દીન હીન પણ કોઈ કર્તવ્યમાં. "

અને આવાં તો કંઈ કેટલા સુંદર, બલવાન, ચિન્તનભર કાવ્યો એમણે રચ્યા છે.

રામનારાયણભાઈની નવલિકા અને એમના નિબંધનો પણ ખાસ ઉલ્લેખ કરવો ઘટે વાર્તામા પણ એ ચિન્તક જ. ઊર્મિને બુદ્ધિની લગામ વડે વશ રાખીને વાતો કહે માનવ સ્વભાવના એ સૂક્ષ્મ અભ્યાસી છે. એમનું અવલોકન ઝીણવટભર્યું છે. હૃદય કવિનું છે એટલે જગતના દીનદુખિયા પ્રત્યે તે અનુકંપાથી ઊભરાય છે, અને એવાં ચિત્રો આલેખી તેમના કોયડાનો ઉકેલ લાવવાનો પ્રયત્ન કરે છે. વળી આ ફિલસૂફ કેવળ ગંભીર બનીને બેસતા નથી. એ હસે પણ છે. વેધક કટાક્ષ કરે, કો મર્માળુ હસાવી લે. એમની ભાષા પ્રવાહી ને સરલ, એમના સંવાદો જીવંત ને જેવું પાત્ર તેવા ઔચિત્યવાળા. તમે વાચજો : ' મુકુંદરાય ', ' ખેમી ', ' નક્ષત્ર ', ' કપિલરાય ', ' ઉત્તરાપથનો લોપ ' વગેરે.

અને નિબંધકાર તરીકે પણ રમણભાઈ નીલકંઠ અને નરસિંહરાવ દિવેટિયા પછી રામનારાયણભાઈએ–'સ્વૈરવિહારી' એ એક નવો જ ઝોક આપ્યો છે આ સ્વૈરવિહારમાં નવ નવીન વિષયો છે, નવી રજૂઆત છે, તર્કબદ્ધતા છે, દલીલ છે, અવલોકન છે, મજાક છે, કટાક્ષ છે–બધું છે.

રામનારાયણભાઈએ ૧૯૩૦-૩૧ પછી ૧૯૫૫ સુધી એમના અવસાનકાળ સુધી (તા. ૨૧-૮-૧૯૫૫) સતત સર્જન કર્યા જ કર્યું છે-ને તેમાં આટલું બધું વૈવિધ્ય સાધ્યું છે. વિવેચન, નિબંધ, નવલિકા, કવિતા ને પિંગળ એમના સૌથી પ્રિય વિષયો. સૌમાં એમનું પ્રદાન મૂલ્યવાન ને માગ મુકાવે તેવું.

પણ આ સાહિત્યકાર 'પાઠકસાહેબ'ના ઝભ્ભા નીચે વત્સલ રામનારાયણભાઈનું જે હૈયું ધબકતું હતું તેનો તો જેણે અનુભવ કર્યો હશે તે જ તે જાણતું હશે. એ સાહિત્યકાર હતા ને સાથે સાથે શિષ્ય હતા-જ્યાંથી જે મળે તે, જેની પાસેથી જે મળે તે-પૂરતી જિજ્ઞાસાથી, નમ્રતાથી, વિવેકથી, શીખી લેતા. જ્ઞાનની એમની પિપાસા એવી ઉત્કટ હતી.

એમના કરુણ અવસાન પછી એમને માટે પ્રગટ થયેલા એક 'સ્મારકલેખ'માં એક લેખક લખે છે:

"કદાચ કાવ્યપ્રદેશે રામનારાયણભાઈની ખોટ પૂરી શકાશે, વાર્તાલેખનમાં પૂરી શકાશે, તેમના કરતાં વધારે સમૃદ્ધ ભાષાયે લખી શકાશે, પિંગળ-ડીંગળ, ફારસી ગઝલ-કારી કે અંગ્રેજી છંદશાસ્ત્રના જાણકારોયે પાકશે. પણ તલસ્પર્શી અભ્યાસ, વૈજ્ઞાનિક ચોકસાઈ, વિવેચનમાં અનુભૂતિમય માર્ગદર્શન, અવિશ્રાંત અધ્યયનપરાયણતા : પંડિત-યુગનાં એમનામાં વ્યક્ત થતાં આ લક્ષણો અત્યારે તો ગયાં જણાય છે!"

ભિસ્તીથી ભગવાન સુધીની વાતો કહેનારા

## ધૂમકેતુ

**ચાલો** શોધી કાઢો જોઈએ; એ કોણ હશે ? એમનું વતન છે સૌરાષ્ટ્રમાંનું ગોંડળ; જાતે બાજ ખેડાવાળ બ્રાહ્મણ; પોતાનું ને પિતાનું નામ શરૂ થાય છે 'ગ'થી. એના પહેલા બે અક્ષરનો અર્થ થાય છે 'ધુમાડો'; ત્રીજો ને બીજો અક્ષર મળીને એક પ્રશ્નાત્મક શબ્દ બને છે; ત્રીજા ને ચોથા અક્ષરનો અર્થ થાય છે 'એક ગ્રહ' અથવા 'ધજા'. અને ચારે અક્ષર સાથે મળીને પણ એક ગ્રહ થાય છે.



શોધી કાઢ્યું ?

હા, બરોબર છે. એ શબ્દ થયો : ધૂમકેતુ !

એ એમનું ઉપનામ.

એમનું આખું નામ છે ગૌરીશંકર ગોવર્ધનરામ જોષી. એમના પિતાનું આખું નામ ગોવર્ધનરામ જીવરામ જોષી, ને માતાનું નામ ગંગાબહેન.

ધૂમકેતુનો જન્મ ૧૨ મી ડિસેમ્બર ૧૮૯૨ને દિવસે વીરપુરમાં થયેલો. આજે એમનું વય પાંસઠનું એમને સાઠ પૂરાં થયાં ત્યારે અમદાવાદે સારું ઊજવણું કર્યું હતું.

વીરપુર ગામમાં ધૂમકેતુનું બાળપણ વીતેલું. એમણે પ્રાથમિક શિક્ષણ સાત ધોરણ સુધી લીધેલું. પછી હાઈસ્કૂલમાંથી ૧૯૧૪-૧૫માં મેટ્રિક થયા. 'જીવનપંથ' નામે એમણે એક પુસ્તક લખ્યુ છે, તેમાં પોતાના જીવનમાં અનેક મીઠાં, મઝાનાં, રસ પડે અને વાંચતાં જાણવા શીખવાનુ મળે એવાં સંસ્મરણો રજૂ કર્યાં છે. એમને પોતાને ભણવાનો શોખ જાગેલો, પોતાની અભણ ભાભીને ભણાવતાં ભણાવતાં. વળી નાનપણમાં જ વ્યાસ, વાલ્મીકિ, સામળ અને લોકવાર્તાઓની દોસ્તી થયેલી. સામળની વાતો તો ગજબનીઃ અલકમલકની. વાંચો એટલે મનમાંથી ખસે નહીં. એમાં આપણી દુનિયાની બહારની દુનિયા જ જાણે વસેલી લાગે. કદાચ ધૂમકેતુને કિશોરાવસ્થામાં રાસડા લેતી ચુડેલો જોવા મળેલી તે આવી કોઈ કલ્પનામાં જ મળી હોય!

વળી નાનપણમાં ધૂમકેતુને નિશાળે જવું તો જરા પણ ગમતું નહિ એમને થતું કે નિશાળે જવા કરતાં ઢોર ચરાવવા જવાનું કોઈ કહે તો કેવી મઝા પડે? ઢોર ચરાવતાં જવાય ને ડુંગરની ધારો, પથ્થરની ખીણો અને નદીનાં વહેણો સાથે દોસ્તી પણ કરાય. આ ઉપરથી જ

સમજી શકાશે કે એમને કુદરત કેવી ગમતી હતી અને એથી જ તો એમની ટૂંકી વાર્તાઓમાં જ્યારે તેઓ પ્રકૃતિનું વર્ણન કરે છે ત્યારે વાતાવરણ જીવતું થતું લાગે છે.

જૂનાગઢ કૉલેજમાં એમણે અભ્યાસ કર્યો અને ૧૯૨૨માં બી. એ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. એમનો પસંદ કરેલો વિષય સાહિત્યનો. પછી એમણે શિક્ષકની નોકરી સ્વીકારી. તેઓ અભ્યાસની બાબતમાં કેટલીક રસિક વાતો લખે છે. હેડમાસ્તર નૂરમહંમદનાં પત્ની મરિયમબીબીની પાસે એ નવલકથાઓ વાંચતા અને એમાંથી પોતાનો સાહિત્યરસ જાગેલો. નથુરામ શર્માના આશ્રમમાં પોતે રહેલા, ત્યાં રહો રહો 'શંકરાચાર્ય' બનવાની તમન્ના જાગેલી. સાધુ થવું હતું, મઠ બાંધવો હતો—પણ એ બધું એમ ને એમ રહી ગયુ અને છેવટે પાઠમાળા ગોખી નાખવાનો એમણે નિશ્ચય કરી લીધો । નોકરી છોડીને વિદ્યાનો અભ્યાસ કરવાનો અઘરો માર્ગ પકડયો, માંડમાંડ મેટ્રિકનુ ફૅાર્મ મેળવ્યુ, પણ પરીક્ષાના હાઉને તો હરાવ્યો.

કૅાલેજના ઉંબરા જોયા—જાણ્યા—ત્યાંથી કંઈક મેળવ્યુ પણ ખરુ, જે પાછલી ઉંમરે જીવનના ઘાટ ઘડવામાં ઉપયોગી બન્યું.

કેટકેટલી વાર્તાઓ, કેટકેટલી નવલકથાઓ, પ્રવાસનાં વર્ણનો, નવલકથા ને આત્મકથા, બાળવાર્તાઓ, બાળ-નાટકો, હાસ્યરસના લેખો, ચિંતનની કંડિકાઓ : આવું આવું તો એમણે કેટલુંય લખ્યુ છે. એમણે 'ઊર્મિ અને નવરચના' નામના માસિકનુ સંપાદન પણ કર્યું છે. એમણે

દરેક સાહિત્યકારની માફક શરૂઆતમાં કાવ્યો લખવા માંડેલાં પણ તે પ્રસિદ્ધ કર્યાં નથી. એમની વાર્તાઓમાંની સ્ત્રીની ભાવના એમને ક્યાંથી મળી એ જાણો છો ? ભાલી તરફથી. સ્ત્રી દરેક સ્વરૂપમાં વનની છાયા છે, એવી એ ભાવના એ વનછાયા જેવાં ભાલી પરથી સ્ફુરી છે અને વાર્તાઓ તો એમણે મરિયમબીબી પાસે વાંચવા માંડેલી–પણ વાંચવાનુ ખૂટ્યું એટલે પોતે બનાવીને વાર્તા કહેવા માંડી ને આમ ધૂમકેતુ ટૂંકી વાર્તાના લેખક બની ગયા !

તમે ધૂમકેતુએ લખેલું કાંઈ વાંચ્યું છે ? ન વાંચ્યું હોય તો જરૂર વાંચજો. 'તણખા મંડળ' તો વાંચજો જ. ગામડાંનુ જીવન, શહેરનું જીવન, કલાકારોનું જીવન, ગરીબોનું જીવન, રંક ને રાયનું જીવન, ગુજરાત અને ગુજરાત બહારનું જીવન, આ યુગ અને યુગ બહારના સ્થળકાળનું જીવન: આમાંથી એમણે વાર્તાઓ ઉપજાવી છે. એમનાં પાત્રો, પ્રસંગો ને તેની ગૂંથણી, વાર્તામાં રસજમાવટ, વાતાવરણ, વર્ણનો, રંગભરી શૈલી અને જીવનચિંતન : જરા મોટા થશો અને આ સમજતાં થશો તે પછી જ વધારે મઝા પડશે.

એમણે 'પ્રદીપ', 'અવશેષ', 'પરિશેષ', 'ત્રિભેટો', 'મલ્લિકા', 'આકાશદીપ', 'વનકુંજ', 'જલદીપ' વગેરે નવલિકાસંગ્રહો પણ પ્રગટ કર્યા છે.

તમે એમની નવલકથાઓ વાંચી તો ક્યાંથી હોય, પણ એનાં નામ સાંભળ્યાં છે ? 'રાજમુગટ', 'પૃથ્વીશ', 'પરાજય', 'અજિતા', 'ચૌલાદેવી', 'કર્ણાવતી', 'અવંતીનાથ', 'વાચિનીદેવી', 'રાજસંન્યાસી', 'રાજકન્યા',

'સિદ્ધરાજ જયસિંહ', 'રાય કરણઘેલો', 'આમ્રપાલી', 'વૈશાલી', 'મહાઅમાત્ય ચાણક્ય' વગેરે. ચૌલા પોતે, ભીમદેવ, દામોદર મહેતો, કેસર મકવાણો, રુદ્રશરણ, રેણુકા, અને મુરલી : આપણા સાહિત્યમા, આવાં હૃદય પર ઊંડી છાપ પાડી જનારાં પાત્રો સર્જીને ધૂમકેતુએ કેવી મોટી સેવા બજાવી છે.

'રજકણ', 'જલબિન્દુ', 'સર્જન અને ચિંતન', 'જીવનચક્ર', 'વાતાયન'—આ બધામાં ધૂમકેતુનું સરલ ચિંતન છે 'ઠંડી ક્રૂરતા અને બીજાં નાટકો', 'પડછાયા', 'પડઘા', 'એકલવ્ય' વગેરે એમનાં નાટકો છે. બાળકો અને કિશોરો સરસ રીતે ભજવી શકે એવાં એ નાટકો છે. 'હેમચન્દ્રાચાર્ય' નામની જીવનકથા પણ સરસ છે, તેવી જ એક નાની ચરિત્રપુસ્તિકા એમની છે, ફ્રાન્સના નેપોલિયન વિષે અને 'જીવનપથ' એ એમની પોતાની કથા છે. 'પગદંડી'માં એમણે પ્રવાસવર્ણન કર્યું છે. 'પાનગોષ્ઠિ'ના નિબંધો પણ સુંદર ને વાચવાલાયક છે

ધૂમકેતુ જેમ આકાશમાં એકલો ઘૂમે છે, તેમ આ લેખક પણ એક જમાનામાં, સાહિત્યના આકાશમાં, ખાસ કરીને ટૂંકી વાર્તાના આકાશમાં એકલા સ્વામી જેવા ઘૂમતા હતા. પણ પછી તો એમણે પાડેલે ચીલે અને એ પછીથી સ્વતંત્ર ચીલે નવાનવા લેખકો આવ્યા ને એમણે ટૂંકી વાર્તાને નવાનોખા ઘાટ ને રંગ આપ્યા. આથી ધૂમકેતુને આપણે સંપૂર્ણ કલાત્મક ગુજરાતી ટૂંકી વાર્તાના પિતા તરીકે ઓળખીએ તો ખોટું નથી.

## રમણલાલ દેસાઈ

એક દહાડો થોડાક દોસ્તો ટોળે વળીને બેઠેલા. ચર્ચા ચાલી. એકે પૂછ્યું, 'આપણે વાર્તાઓ, લાંબી વાર્તાઓ વાંચીએ છીએ, પણ એ વાર્તાઓનો હેતુ શો ?' બધાં એકમેકની સામે જોઈ રહ્યા એકને સૂઝ્યું. એણે કહ્યુ: 'હેતુ શો વળી, આપણને આનદ આપવાનો.' બીજાએ કહ્યુ: 'ના, ના, એકલો આનંદ નહીં. કાઈક આપણને શીખવાનુ પણ મળે એમાંથી.' ત્રીજાએ વળી વધારે ઊંડી વાત કરી: 'માત્ર આનંદ ને માત્ર શીખવાનુ નહીં, એમાંથી આપણને જાગૃતિ મળે– કર્તવ્યનો માર્ગ મળે, દિશા



સૂઝે એ પણ ખરુ ને ?' એક રીતે જોવા જઈએ તો ત્રણે ખરા હતા, નવલકથા આનદ પણ આપે, શિક્ષણ પણ આપે ને જીવનની દિશા પણ બતાવે

તમે રમણલાલ વસતલાલ દેસાઈનુ નામ સાભળ્યુ છે ? એ આપણા જાણીતા વાર્તાકાર એમણે વાર્તાઓ લખી છે, નવલકથાઓ લખી છે, કવિતા લખી છે, નિબધો લખ્યા છે, જીવનચરિત્ર લખ્યુ છે, રેખાચિત્રો દોર્યા છે, નાટકો રચ્યા છે ને વિવેચનગ્રથો પણ લખ્યા છે આમ સાહિત્યના જુદા જુદા પ્રકારોમા એમણે કલમ ચલાવી છે ને તે પણ સારી જેવી સફળતાથી ચલાવી છે

રમણલાલનો જન્મ ૧૮૯૨મા, વડોદરા રાજ્યના શિનોર ગામમા એમના પિતાનુ નામ વસતલાલ સુદરલાલ ને માતાનુ નામ મણીબા જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ ગૃહસ્થ છે એમનુ વતન પચમહાલમાનુ કાલોલ એમનુ શરૂઆતમાનુ શિક્ષણ એમણે લીધેલુ શિનોરમા, ને માધ્યમિક શિક્ષણ વડોદરામા નાનપણથી જ એમને નાટક અને કુસ્તીનો જબરો શોખ ! ૧૬ વર્ષની ઉમ્મરે એ મેટ્રિક થયા ને પછી વડોદરા કોલેજમાથી ૧૯૧૪મા બી એ. થયા ને પછી એમ એ થયા એમના પ્રિય વિષયો છે સાહિત્ય અને સમાજશાસ્ત્ર

લખવાનો શોખ તો ઊડો ઊડો હતો જ. પણ અભ્યાસ પૂરો થયો એટલે પ્રથમ વડોદરા રાજ્યના મહેસૂલી ખાતામા જોડાયા, ને પછી નાયબ સૂબાની પદવીએ પહોચી ત્યાથી એ આગળ વધ્યા આ બધા વર્ષો દરમિયાન એમણે ખૂબ

માન મેળવ્યું હતું. માન જ નહીં, પ્રેમ પણ એમણે ખૂબ જીત્યો હતો.

માણસ એકલો અમલદાર હોય તો લોકો એનાથી બીને એને માન આપે, એની કડકાઈથી એ સૌને વશ રાખે; પણ અમલદારમાં પાછો સાહિત્યકાર પ્રગટેલો હોય તો લોકો એને ચાહે; આપમેળે એના તરફ ખેંચાય. સાહિત્ય એ અમલદારીમાં મીઠાશ, કુમાશ પ્રગટાવનારી ચીજ છે. રમણલાલની ખાનદાની, ઊંચા સંસ્કાર, મિલનસાર સ્વભાવ, સજ્જનતા, ને ભરપૂર મીઠાશ–આ બધા ગુણોથી એ સૌના પ્રિય હતા.

એમની નમ્રતા ને વિવેક તો એમનાં જ. એટલે જ બધાં એમને 'સૌમ્યમૂર્તિ' કહે છે. એમને તમે મળો એટલે પ્રથમ એ સ્મિતથી તમને આવકારે, બેસાડે, હસી-ખુશીની વાત કરે, ખવડાવે, ચા પિવડાવે–ને 'ફરી વાર જરૂર મળજો' એવા મીઠા શબ્દો વડે વિદાય આપે!

રમણલાલે લખવાનું શરૂ કર્યું ૧૯૧૭માં, એટલે ૨૫ વર્ષની ઉંમરે. પણ ૧૯૨૦માં એમણે 'સંયુક્તા' નાટક લખ્યું ને એ પ્રકાશમાં આવ્યા. ૧૯૨૨માં 'સંયુક્તા'થીયે ચડતી કૃતિ એમણે લખી: 'શંકિતહૃદય' નાટક ત્રણ અંકનું. એમાંનાં ગીતો, સંવાદો, પ્રસંગો, પાત્રો, એની રસ જમાવટ બધાંથી એમણે લોકપ્રિયતા મેળવી. એ નાટક ખૂબ જામ્યું, ઘણે સ્થળે ભજવાયું ને આપણા અલ્પ નાટક-સાહિત્યમાં એનાથી એક મૂલ્યવાન ઉમેરો થયો એમ સૌએ

તુરત કબૂલ્યું. પછી તો એમણે 'અંજની', 'પરી ને રાજ કુમાર' અને 'તપનાં રૂપ'નાં નાટકો પણ આપ્યાં.

પણ રમણલાલ વાર્તાકાર–નવલકથાકાર બન્યા તે તો ૧૯૨૫ થી. એમની પહેલી નવલકથા 'જયંત.' પોતાની નવલકથામાં એ હંમેશ ગુજરાત અને ગુજરાતના જીવનને જ મુખ્ય સ્થાને રાખે છે. ગાંધીજી જેવી વિરલ વ્યક્તિની અસર સાહિત્યમાં ને રાષ્ટ્રભરમાં જબરી હોય એ તો દેખીતું જ છે. આ લેખક પણ એ અસરથી કેમ પર રહી શકે ? એટલે એમણેય પોતાની ઘણી નવલકથાઓનું મંડાણ ગાંધીજીવનનાં વ્રતો ને સૂત્રો ને પ્રણાલી પર કર્યું છે. કોઈક વાર 'ભારેલો અગ્નિ', 'દિવ્યચક્ષુ', 'કોકિલા', 'હૃદયનાથ', 'ગ્રામલક્ષ્મી', 'સ્નેહયજ્ઞ' વગેરે નવલકથાઓ વાંચી જોજો. આ વાતની પ્રતીતિ થશે.

એમની બીજી જાણીતી નવલકથાઓ છે, 'શિરીષ', 'પત્રલાલસા', 'પૂર્ણિમા', 'શોભના', 'હૃદયવિભૂતિ', 'છાયાનટ', 'ઝંઝાવાત', 'સૌન્દર્યજ્યોત' વગેરે. જે નવલકથાઓમાં એ સમાજના સવાલોને છેડે છે, ને એમાંથી પાત્રો ઊંચકે છે, તેમાં તેઓ વર્તમાનકાળની બહુ નજીક આવે છે ને ખૂબ જ જીવંત તથા રસભર એવું ચિત્રણ કરે છે. 'બંસરી' એમની જાસૂસી વાર્તા છે. 'ઠગ', 'ક્ષિતિજ', 'કાલભોજ', 'પહાડનાં પુષ્પો', 'ભારેલો અગ્નિ' ને 'બાલા જોગણ' એમની ઐતિહાસિક નવલકથાઓ છે. પણ આ સાહિત્યકાર માત્ર ભૂતકાળ ને વર્તમાનકાળનાં પાણી પર સપાટીએ જ તરનારા નથી, એ તો

ભવિષ્યનાં ઊંડાં ઘેરાં નીરમાં પણ ડૂબકી મારી આવે—ને વર્તમાનને ભેદીને ભવિષ્યની કંઈક કલ્પનાઓ રજૂ કરતાં ચિત્રો દોરવાનો પણ પ્રયત્ન કરે.

એમની 'પ્રલય' નવલકથા એકવીસમી સદીનું ભવ્ય ચિત્ર છે. છતાં આ નવલકથાઓ એક પછી એક તમે વાંચવા માંડો તો કદાચ તમને રચનાનું એક જાતનું મળતાપણું પણ બધીમાં લાગે. એમની વાર્તાનું મુખ્ય પાત્ર-એનો નાયક હંમેશ ધૂની સ્વભાવનો માણસ હોય; એમનું મુખ્ય સ્ત્રી પાત્ર હોય ખૂબ ભાવનાવાળું, લાગણીઘેલું; જેને આપણે અંગ્રેજીમાં 'વિલન' ને ગુજરાતીમાં 'ખલનાયક' કહીએ તે પણ વાર્તાઓમાં હોય, ને બે પુરુષ ને એક સ્ત્રી કે બે સ્ત્રી ને એક પુરુષના કિસ્સા પણ આવે. આમ છતાં એમણે પોતાની નવલકથાઓ મારફત ગુજરાતને રસપૂર્ણ વાચન પૂરું પાડ્યું છે એમાં શંકા નથી.

એમણે ટૂંકી વાર્તાઓ પણ લખી છે: ઝાકળ, પંકજ, રસબિન્દુ, કાંચન અને ગેરુ એ સંગ્રહો. એમાંની કેટલીક ખૂબ રોમાંચક, હૃદયસ્પર્શી, ચોટદાર, ગમી જાય તેવી છે. પણ નવલકથા જેટલા સફળ એ ટૂંકી વાર્તામાં નથી લાગતા. હા, પેલી 'ખરી મા' જેવી ટૂંકી વાર્તાને આપણે ભૂલી શકીએ નહિ. કેવું મઝાનું નામ છે એ વાર્તામાં આવતા છોકરાનું: જાણો છે એ નામ? કુસુમાયુધ. એ છોકરાનો પ્રેમ એની ઓરમાન માને ખરી મા બનાવી દે છે! તમે જરૂર એ હૃદયસ્પર્શી વાર્તા વાંચજો.

રમણલાલ કવિ પણ છે. એમના કાવ્યસંગ્રહનું નામ

'નિહારિકા.' એમનાં નાટકોમા જે ગીતો છે તે પણ એમની કવિ તરીકેની શક્તિનો સારો પરિચય કરાવે છે. 'શકિતહૃદય'નાં જ ગીતો લો: 'એક જ લટ વિખરણી', 'મારી નાની શી હોડી ડોલે થોડી થોડી' અથવા 'અહ, સંતજી પગ પાવડી પરથી જુઓ હા, ખસી ગયો!' જેવાં ગીતો એની મધુર ભાવનાથી, મધુર લયથી ને મધુર શબ્દોથી આકર્ષક લાગે છે. 'નિહારિકા'માંનાં કેટલાક કાવ્યો ને ગીતો રમણલાલની ચિંતનશીલ પ્રકૃતિનાં પણ સુંદર ઉદાહરણો છે

સુવર્ણ–રજ એટલે સોનાની રજકણ ઠાકોરજીની સુંદર સોનાની મૂર્તિ બનાવનારો અથવા સોનાનાં ઘરેણાંના જુદા જુદા ઘાટ ઘડનારો જ્યારે કામે બેસે છે, ત્યારે પોતાની નાનકડી હથોડીથી ને ટાકણાથી સોના પર નકશીઓ પાડે ને સોનાની એ નકશી પડતાં પડતાં, સોનાની રજ પણ વેરાય. એ રજ પણ કીમતી હોય જ.

નવલકથાકાર પણ વાર્તા કહેવા બેસે ત્યારે કહેતાં કહેતાં, કાંઈક અવનવું એને સૂઝી આવે તે પણ સાથે સાથે કહે કાંઈક ચિંતન પણ એ કરતો હોય ને એ ચિંતનની કણીઓ નવલકથામા વેરતો જાય. એ વિવિધ રજ એ સુવર્ણની રજ જેવી જ કીમતી હોય ને! રમણલાલની આવી ચિંતનની કેટલીક પંક્તિઓનો સંગ્રહ 'સુવર્ણરજ'માં કરવામાં આવ્યો છે. એમણે જુદા જુદા વિષય પર કેવું ને કેટલું વિચાર્યું છે તે જાણવું સમજવું હોય તો તમારે આ પુસ્તક જોવું જોઈએ.

આ ઉપરાંત 'ભારતીય સંસ્કૃતિ' નામક પુસ્તકમાં એમનો આપણા દેશની સંસ્કૃતિ વિશેનો તલસ્પર્શી અભ્યાસ જણાઈ આવે છે. વળી 'રશિયા અને માનવશાંતિ'માં પોતે ખેડેલા રશિયાના પ્રવાસનું સુંદર શૈલીમાં આપણને ગમી જાય તે રીતે એમણે વર્ણન કર્યું છે. 'સુવર્ણરજ' જેવી જ બીજી એમની ચિંતનપ્રસાદી આપણને મળે છે 'ગુલાબ અને કંટક'માં. વળી 'ગઈ કાલ'માં એમણે પોતાના જીવનનાં સાહિત્યસ્મરણોને પણ આકાર આપવાનો પ્રયત્ન કર્યો છે. આડકતરી રીતે એ પુસ્તક એમની આત્મકથા જેવું બન્યુ છે.

આમ રમણલાલે સાહિત્યના ઘણા રૂપપ્રદેશોની મુસાફરી કરી છે પણ આપણે તો તેમની નવલકથાઓ વાંચવામાં જેટલો આનંદ લઈએ છીએ તેટલો બીજેથી નથી લેતા.

ઈ. સ. ૧૯૫૪માં ૬૨ વર્ષની ઉંમરે જનતાના આ અત્યંત પ્રિય વાર્તાકારનું અવસાન થયું.

## ઝવેરચંદ મેઘાણી

એ દિવસ પર જ, મારી જોડેની ઓરડીમાં એક નાનકડી છોકરી, એના ભાઈને રમાડતી રમાડતી મોટે સાદે ગાતી હતી :



'હાં રે દોસ્ત !
હાલો દાદાજીના દેશમાં,
પ્રેમસાગર પરભુજીના
દેશમાં—હાં રે૦'

એક મઝાનું ગીત ગવાઈ રહ્યા પછી, એણે બીજું એવું જ મીઠું ગીત છેડ્યું :

'મારે ઘેર આવજે બેની !
નાની તારી ગૂંથવા વેણી.

આપણા દેશમાં નીર ખૂટ્યાં ને સળગે કાળ દુકાળ,
ફૂલ વિના મારી બેનડી! તારા શોભતા નો'તા વાળ.'

આ ગીતો સાંભળીને એનો ભાઈ નીંદરમાં પોઢી ગયો.

મારી કલ્પનાએ મારી નજર સામે, એ મીઠા મધ જેવા, સૂરીલા, કલ્પનાથી ભરેલાં ગીતોના રચનારાની મૂર્તિ ઊભી કરી દીધી. ધારી શકો છો, કોણ હશે એ ? ઓળખો છો એને ? નામ સાંભળ્યું છે એનું ? એનું લખેલું કાંઈ આવું આવું વાંચ્યું છે ? એને બોલતા, ગાતા, સાંભળ્યા છે ?

એ છે, ઝવેરચંદ કાળિદાસ મેઘાણી. તમે બોલી ઊઠશો: 'હા, હા, મેઘાણીનું નામ તો ખૂબ સાંભળ્યું છે. પેલા 'કોઈનો લાડકવાયો' ગીતના લેખક ને ? કેવું મઝાનું ગીત, સાંભળતાં રડવું આવે એવું. એ મેઘાણીને તો ઓળખ્યા.'

હા, એ જ મેઘાણી. 'કોઈનો લાડકવાયો' એણે લખ્યું ને 'સૌનો લાડકવાયો' બની ગયો એ મસ્ત કવિ. એની કવિતા આપણે વાંચવી જોઈએ. અને કોઈ મઝાના મીઠા, મધ જેવા ગળ્યા સૂરે એ ગવાતી સાંભળવામાં પણ કંઈ ઔર મઝા છે. મને એવી જ મઝા, પેલી નાનકડી છોકરીના કંઠમાંથી મળેલી. એટલે મેઘાણી સાંભરી આવ્યા.

લોકસાહિત્યની, લોકગીતની ગાગરમાંથી એણે જેટલુ પીધું છે તેટલું બીજા કોઈએ પીધું નથી અને તેથી જ, એ સાહિત્ય અને ગીતની બધી મીઠાશ, એની ભાષામાં ઊતરી આવી છે. પોતે કવિ, પોતે વાર્તાકાર, પોતે જીવન-ચરિત્રના લેખક, પોતે નવલકથા લેખક, પોતે વિવેચક અને પોતે પહેલા નંબરના સંપાદક.

" ઝવેરચંદભાઈનો જન્મ ઈ. સ. ૧૮૯૭માં (સંવત ૧૯૫૩ ની શ્રાવણ વદ પાંચમે). એમનું વતન, સૌરાષ્ટ્રનું બગસરા. એમના પિતાનું નામ કાળિદાસ દેવચંદ મેઘાણી, ને માતાનું નામ ધોળીબાઈ. એમનું પહેલું લગ્ન જેતપુરમાં દમયંતીબહેન સાથે થયું હતું.

મેઘાણી બાળપણમાં રાજકોટ, દાઠા, પાળિયાદ વગેરે સ્થળે ભણેલા. માધ્યમિક કેળવણી પૂરી કરતાં કરતાં એ વઢવાણ કેમ્પ, બગસરા, અમરેલી વગેરે સ્થળોએ ફર્યા. ઉચ્ચ કેળવણી લીધી, ભાવનગરની સામળદાસ કૉલેજમાં અને જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાંથી ૧૯૧૬માં એ બી. એ. થયા.

ભણવાનું તો ઠીકઠીક ચાલતું હતું, પણ સાથે સાથે આ જુવાનના મગજમાં વિચારોનું એક બીજું ચક્ર પણ ઘૂમરીઓ ખાયા કરતું હતું. એને ભેગું કરવું હતું લોક સાહિત્ય. સોરઠની વીરભૂમિનું લોકસાહિત્ય, ગામોમાં ને શહેરોમાં, ભાટ અને ચારણોમાં, પાળિયાઓમાં ને સતીઓની દેરીઓમાં, રાજદરબારીઓમાં ને ડાયરાઓમાં, ભક્તોમાં ને ભરથરીઓમાં, ભિખારીઓમાં ને ભિખારણોમાં વેરાયેલું પડ્યું હતું. કંઠમાં જળવાઈ રહેલા આ સાહિત્યને કાગળ પર ઉતારવાના, ને પોતાના કંઠમાં ઝીલી લઈ, એ પ્રવાહને ગુજરાતમાં વહાવવાના મેઘાણીને કોડ હતા.

બી. એ. થઈ ને કલકત્તે ગયા; ત્યાં એલ્યુમિનિયમના એક કારખાનામાં જોડાયા, મેનેજર થયા. પણ પેલો 'સાહિત્યનો જીવ', અહીં એને ગોઠે શેનું? નાસી આવ્યા;

કાઠિયાવાડ આવ્યા. તે વેળા 'સૌરાષ્ટ્ર' નામનું એક સાપ્તાહિક છાપું પ્રગટ થતું હતું તેમાં જોડાયા ને ત્યાંથી કલમે પ્રેરણા આપી. લોકસાહિત્ય, લોકવાર્તા, લોકગીત, વીરકથાઓ, રસધારાઓ–બધું ઉભરાવા લાગ્યું ને મેઘાણીનું નામ ચમકી રહ્યું.

આ જ ક્ષેત્રમાં ખંતપૂર્વક મંડી રહી, અપૂર્વ કાર્ય કરનાર મેઘાણીની કદર પણ થઈ. સાહિત્યકારો જેની હંમેશ ઝંખના કરતા હોય છે, તેવો બહુમાન આપનારો રણજિત રામ સુવર્ણચન્દ્રક, આ ઉપયોગી સાહિત્યના પ્રચાર અને પ્રકાશન માટે એમને ફાળે આવ્યો. આ લોકસાહિત્ય સાથે તેઓ એવા એકરૂપ થઈ ગયા હતા, કે પછી તો, ગીતોના, રાષ્ટ્રગીતોના, હાલરડાંના, રાસોના સ્વતંત્ર લેખક પણ એ થયા. એમનો બુલંદ અવાજ, સામાન્ય અને વિદ્વાન સૌ કોઈને રસમાં લીન કરી મૂકે એવો હતો. મેઘાણીની લોક પ્રિયતાનું એક કારણ એમનો એ જોશીલો, દર્દીલો અવાજ પણ હતું.

તેઓ સાચા દેશભક્ત પણ હતા ને આ દેશભક્તિના ઇનામ તરીકે વગર વાંકે એમને જેલમાં જવું પડયું હતું. પોતે નિર્દોષ હોવા છતાં, જ્યારે ન્યાયાધીશે એમને સજા કરી ત્યારે અદાલતમાં જ એક કરુણ ગીત ગાઈ, એમણે સાંભળનારાઓનાં હૃદય હચમચાવી, એમની આંખો ભીની કરી દીધેલી.

મેઘાણીનાં પ્રથમ પત્ની મૃત્યુ પામતાં, એમણે એક

નેપાળી બ્રાહ્મણ યુવતી ચિત્રાદેવી સાથે ફરી લગ્ન કર્યું હતું.

મેઘાણીની સાચી કલા વિકસેલી 'જન્મભૂમિ'માં. એમાં તેઓ 'કલમ અને કિતાબ' વિભાગમાં પુસ્તકોનાં તટસ્થ, તલસ્પર્શી વિવેચનો લખતા. મેઘાણીએ કેટલું લખ્યું છે ને તેમાંનું કેટલું, કેવું લખ્યું છે તેનો જવાબ આવતી કાલના વાચક–વિવેચકો ભલે આપે; આપણે એક વાત તો જાણીએ જ છીએ કે એમણે 'સૌરાષ્ટ્રની રસધાર'ના ભાગો આપ્યા છે, કુરબાનીની કથાઓ લખી છે, નાટકો આપ્યાં છે, નાટકોના અનુવાદો આપ્યા છે (શાહજહાં, રાણો પ્રતાપ વગેરે), દાદાજીની વાતો લખી છે, 'રઢિયાળી રાત'ની બહાર આપણને અનુભવાવી છે, 'હાલરડાં' ગાયાં છે, 'વેણીનાં ફૂલ' આપ્યાં છે, 'ચુંદડી'ના રંગે આંખોને ભરી છે, 'કિલ્લોલ' કરાવ્યો છે, 'ઋતુગીતો' ગાયાંગવડાવ્યાં છે, નવલકથાઓ આપી છે: સામાજિક, ઐતિહાસિક, આયર્લૅંડ, હંગરી, મીસરની વાતો પણ કહી છે ને આ ઉપરાંત તો બીજું ઘણું ઘણું, ને તે સૌમાં એમનું 'માણસાઈના દીવા' તો મોખરે. એ માટે એમને મહીડા પારિતોષિક પણ મળેલું.

પણ આ બધાંમાંયે, લોકોની સ્મૃતિમાં કશું અમર રહેવા સર્જાયું હોય તો તે એમનાં ગીતો જ છે. ૧૯૫૨માં પ્રગટ થયેલો, 'મેઘાણી સ્મૃતિગ્રંથ' વાંચશો, તો તમને આ અતિ લોકપ્રિય સાહિત્યકાર વિશે બધું જ જાણવા મળશે. એના જતાં, આપણે શું ગુમાવ્યું છે, તેનો ખ્યાલ આપણને પૂરેપૂરો આવે છે. ''

અને ફરી પાછો, આજે જ્યારે આ લખી રહ્યો છું, ત્યારે પેલી નાનકડી છોકરી, પાછી, હીંચકે હીંચકતી, જોર-શોરથી છતાં મીઠાશભર્યા અવાજથી ગાઈ રહી છે :

'ભેટયે ઝૂલે છે તલવાર
વીરાજી કેરી ભેટે ઝૂલે રે,
ભીંતે ઝૂલે છે તલવાર,
બાપુજી કેરી ભીંતે ઝૂલે રે.'

પછી તો નાના ને મોટા ભાઈ વચ્ચેનો તફાવત ચીતરાય છે. છેટલે વાત આવે છે :

'મોટે રે માડી, તારી કૂખ્યો લજાવી
નાને ઉજાળ્યા અવતાર,
મોટાનાં મોત ચાર હાથુએ જાણિયાં
નાનાની ખાંભી પૂજાય '

અને ત્યાર પછી એ છેડે છે :

' મારી મેંદીનો રંગ ઊડી જાય રે,
સૂરજ, ધીમા તપો, ધીમા તપો.'

હા, આ ગીત તો એ છોકરીના પાઠયપુસ્તકમાં છે ! પણ પેલા મરતા બાળકનો સંદેશો : 'આવજે વહાલી બા' એ ગાય છે ત્યારે આંખમાં આંસુ છલકાઈ આવે છે. મેઘાણી-ભાઈનું 'વેણીનાં ફૂલ' વાંચજો. એમાં આ સરસ ગીતો છે. વધારે નહીં, આ શરૂઆત જ જોઈએ ને અહીં અટકીએ.

' આવજે આવજે વ્હાલી બા !
એક વાર બોલ : ભલે ભાઈ તુ જા !

પાછલી તે રાતને પહેલે પરોઢિયે,
ઝબકીને તું જ્યારે જાગે;
ઓસીકે પાંગતે ફેરવતાં હાથ તને,
પડખું ખાલી લાગે--
હો મા, મને પાડજે હળવા સાદ,
પડઘો થઈ હું દૈશ જવાબ-આવજો.'

અને વર્ષો પર ચાલ્યા ગયેલા આ મેઘાણીભાઈને આપણે સાદ પાડીએ છીએ ત્યારે એ પડઘારૂપે જ જવાબ દે છે ને!

## ચન્દ્રવદન મહેતા

'એઈ પેલા ચાંદામામા જોયા ?' મેં આ સવાલ કર્યો અને નાનો નટુ આંખ માંડીને આકાશમાં જોવા લાગ્યો, પણ ભર બપોરે ચાંદામામા કયાંથી દેખાય ? એણે મારી સામે જોયું. મેં એને સામેથી આવતા 'ચન્દ્રવદન મહેતા' બતાવ્યા. લુખ્ખા વાળ, આંખે ચશ્માં, શરીરે ફૂમતાવાળું ઝભલું, ખંડી, છૂટી પાટલીનું ધોતિયું ને પગમાં ચંપલ.



"એ કોણ ?" એણે મને પૂછ્યું.

"એ જ ચાંદામામા."

તમે જાણો છો, ચન્દ્રવદન મહેતાને બાળકો

'ચાંદામામા'ને નામે ઓળખે છે. રેડિયો પરથી બાળકો માટે એ કાર્યક્રમો રજૂ કરતા, ત્યારે એ બાળકોના ચાંદામામા બની જતા. એ ચાંદામામાને બાળકો બહુ ગમે છે, એટલે તો એમણે એમને માટે "ચાંદરણાં" નામનું બાળકાવ્યોનું નાનું પુસ્તક લખ્યું છે. વાંચ્યું છે? એમાં તો કેવાં કેવાં ગીતો આવે! ઉંદરનાં ને વાંદરાનાં, બિલ્લીનાં ને ખિસકોલીનાં, ચાંદનાં ને ચાંદરણાંનાં ગાયા જ કરીએ એવાં એ ગીત. હા, ભાઈ, હા, ચાંદામામાને તો ગીતો લખતાં આવડે, વાર્તા કહેતાં આવડે, નાટક કરતાં આવડે, નાચતાંય આવડે ને કૂદતાંય આવડે, ને જો તોફાને ચડ્યા તો પછી જોઈ લો મઝા.

લો થોડીક વાનગી ચાખોને ત્યારે.

આ ચાંદામામા કહે છે:

હસવા દો, ભાઈ, હસવા દો રે,
અમને હસવા દો,
માંકડા જેવાં મોઢાં કીધાં,
મોટા મોટા ભેંકડા લીધા,
ધસક ધસક ડૂસકાં દીધાં,
અમને હસવા દો.

*

અમે રમકડાં, અમે રમકડાં,
પડઘમચી ને વાનરભાઈ;
ગામની ગાયો, ડાહીના ઘોડા,
બંદૂકવાળો બનું સિપાઈ.

*

મજા મજા છે, એવી મજા છે,
કેવી મજા કે વાત નહીં;
ધીંગમ ધીંગા ફૂદમ ફૂદા,
આજ દિવસ કે રાત નહીં!

ચાંદા અને સૂરજની એ કેવી વાત કરે છે તે તો જુઓ :

'સૂરજ ને ચાંદા બે જાય,
કાકા, એ કેમ છૂટા થાય?
આખું મોટું છે આકાશ,
સાથે કેમ ન કરે નિવાસ?'
'કીકા, સાંભળ એની રીત,
દિવસના સૂરજની જીત;
બેઉ લડે નહીં એને કાજ,
રાત પરે ચાંદાનું રાજ!'

પછી એમનો રમકડાંનો દરબાર ને ઉંદરભાઈનું માળિયું જુઓ; દેડકાની જાન ને વાંદરાભાઈની મોટર જુઓ; ખિસકોલીની જાત્રા ને ચકલીનાં બચ્ચાં જુઓ; એરોપ્લેન જુઓ ને રેડિયો જુઓ : ચાંદામામા તો આખી દુનિયા ઘૂમી વળે છે કવિતામાં.

સાથે સાથે નાટકકાર તરીકે પણ એ બહુ જાણીતા છે.

૧૯૫૩માં સુરતની નર્મદ સાહિત્ય સભાએ ૧૯૪૧થી ૧૯૪૬ સુધીનાં પાંચ વર્ષ દરમિયાન ઉત્તમ કૃતિ તરીકે શ્રી ચંદ્રવદન મહેતાના નાટક 'ધરાગુર્જરી'ને પસંદ કર્યું હતું, અને તે માટે એમને સોનાનો ચાંદ અર્પણ કર્યો હતો.

આ જ લેખકને થોડાં વર્ષ પર, એમના નાટક 'આગગાડી' માટે રણજિતરામ સુવર્ણચન્દ્રક પણ મળેલો!

'ચાંદામામા'ને નામે ઓળખે છે. રેડિયો પરથી બાળકો માટે એ કાર્યક્રમો રજૂ કરતા, ત્યારે એ બાળકોના ચાંદામામા બની જતા. એ ચાંદામામાને બાળકો બહુ ગમે છે, એટલે તો એમણે એમને માટે "ચાંદરણાં" નામનું બાળકાવ્યોનું નાનું પુસ્તક લખ્યું છે. વાંચ્યું છે? એમાં તો કેવાં કેવાં ગીતો આવે! ઉંદરનાં ને વાંદરાનાં, બિલ્લીનાં ને ખિસકોલીનાં, ચાંદનાં ને ચાંદરણાંનાં ગાયા જ કરીએ એવાં એ ગીત. હા, ભાઈ, હા, ચાંદામામાને તો ગીતો લખતાં આવડે, વાર્તા કહેતાં આવડે, નાટક કરતાં આવડે, નાચતાંય આવડે ને કૂદતાંય આવડે, ને જો તોફાને ચડ્યા તો પછી જોઈ લો મઝા.

લો થોડીક વાનગી ચાખોને ત્યારે.

આ ચાંદામામા કહે છે:

હસવા દો, ભાઈ, હસવા દો રે,
અમને હસવા દો,
માંકડા જેવાં મોઢાં કીધાં,
મોટા મોટા ભેંકડા લીધા,
ધસક ધસક ડૂસકાં દીધાં,
અમને હસવા દો

*

અમે રમકડાં, અમે રમકડાં,
પડઘમચી ને વાનરભાઈ;
ગામની ગાયો, ડાહીનો ઘોડો,
બંદૂકવાળો બનું સિપાઈ.

*

મજા મજા છે, એવી મજા છે,
કેવી મજા કે વાત નહીં;
ધીગમ ધીગા કૂદમ કૂદા,
આજ દિવસ કે રાત નહીં !

ચાંદા અને સૂરજની એ કેવી વાત કરે છે તે તો જુઓ :

'સૂરજ ને ચાંદા બે જાય,
કાકા, એ કેમ છૂટા થાય ?
આવું મોટું છે આકાશ,
સાથે કેમ ન કરે નિવાસ ?'
'કીકા, સાંભળ એની રીત,
દિવસના સૂરજની જીત;
બેઉ લડે નહીં એને કાજ,
રાત પડે ચાંદાનું રાજ !'

પછી એમનો રમકડાંનો દરબાર ને ઉંદરભાઈનું માળિયું જુઓ; દેડકાની જાન ને વાંદરાભાઈની મોટર જુઓ; ખિસકોલીની જાત્રા ને ચકલીનાં બચ્ચાં જુઓ; એરોપ્લેન જુઓ ને રેડિયો જુઓ : ચાંદામામા તો આખી દુનિયા ઘૂમી વળે છે કવિતામાં.

સાથે સાથે નાટકકાર તરીકે પણ એ બહુ જાણીતા છે.

૧૯૫૨માં સુરતની નર્મદ સાહિત્ય સભાએ ૧૯૪૧થી ૧૯૪૬ સુધીનાં પાંચ વર્ષ દરમિયાન ઉત્તમ કૃતિ તરીકે શ્રી ચંદ્રવદન મહેતાના નાટક 'ધરાગુર્જરી'ને પસંદ કર્યું હતું, અને તે માટે એમને સોનાનો ચાંદ અર્પણ કર્યો હતો.

આ જ લેખકને થોડાં વર્ષ પર, એમના નાટક 'આગગાડી' માટે રણજિતરામ સુવર્ણચન્દ્રક પણ મળેલો!

ચન્દ્રવદનભાઈનો જન્મ સુરતમા નર્મદ ચકલાની પડોશના અબાજી ચકલામા ૬ઠ્ઠી એપ્રિલ ૧૯૦૧ને દિને થયેલો નાતે એ વાણિયા એમના પિતાનુ નામ ચીમનલાલ શિવદાસ અને માતાનુ નામ સવિતાગૌરી ચીમનલાલની નોકરી રેલવેમા એટલે શરૂઆતના દશેક વર્ષ ચન્દ્રવદનને એ જીવન જોવાનો લાભ મળેલો. એમાથી જ 'આગગાડી' લખાયુ ને?

૧૯૧૦ થી ૧૯૧૯ સુધી સુરતની શાળામા ભણ્યા ૧૯૨૪ મા મુબઈ આવી એલફિન્સ્ટન કોલેજમા જોડાયા, ને ૧૯૨૪ મા ગુજરાતી વિષય સાથે બી. એ થયા કોલેજમા મારા લેખક, કવિ તથા નટ તરીકે એ જાણીતા થયેલા, ને ઘણા ચાદ ને ઈનામો જીતેલા.

૧૯૨૪ પછી એમના જીવનમા અનેક પલટા આવ્યા. કાયદાનો અભ્યાસ કરવા માડ્યો ને એમ એની તૈયારી કરી–બેઉ પડતાં રહ્યા, બારડોલીની લડતમા ભાગ લીધો ને મુમઈમા કોગ્રેસનું 'બુલેટીન' ચલાવ્યુ, ફેલોશિપ સ્કૂલમા ને પછી ન્યૂ એરા સ્કૂલમા શિક્ષક પણ બન્યા.

પછી તો કવિતા લખવા માડી ને નાટકો લખવા માડયા, વાર્તાઓ પણ લખી ને પ્રવાસના વર્ણન પણ કર્યા. છૂટાછવાયા લેખો પણ એ જ કલા અને કસબથી દીપાવ્યા. પછી તો ઘણા વર્ષ તેમણે રેડિયો પર પણ કામગીરી કરેલી. તમે એમના સંગીતરૂપકો સાભળ્યા છે કે નહીં? હવે તો એ સગીતરૂપકોનું પુસ્તક પણ એમણે પ્રગટ કર્યું છે

'આગગાડી' એમનુ બહુ જ જાણીતુ ને સફળ નાટક એમના ભાઈ–બહેનના પ્રેમના કાવ્યો તે 'ઈલાકાવ્યો',

એમનું એક લાંબું ગામડાના જીવનને લગતું કાવ્ય તે 'રતન', એમનાં બાલનાટક તે 'સંતાકૂકડી' ને 'રમકડાંની દુકાન', બીજાં નાટકો પણ ઢગલાબંધ : નાગાબાવા ને નર્મદ, પ્રેમનું મોતી ને અખો, પાંજરાપોળ ને ધરાગુર્જરી, સીતા અને શિખરિણી, મેનાપોપટ અને રંગભંડારમાંનાં બીજાં નાટકો ! વાંચ્યા જ કરો ને ભજવ્યા જ કરો–એવાં એ નાટકો.

'ધરાગુર્જરી' પણ કેવું સરસ નાટક ! કેવું એનું નવું વસ્તુ, કેવાં પાત્રો, કેવા પ્રસંગો, કેવી ભાષા, કેવી રચનાકલા ! ત્યારપછી રચાયેલાં 'માઝમરાત' ને 'સોનાવાટકડી' ને 'હોહોલિકા' ને 'જીવદયા' વળી બીજાં નવાં ને નોખાં જ નાટકો.

હવે નાટકો તો ખૂબ થયાં. એમને થયું જરા થાક ખાઉં ને વીતી ગયેલી જિંદગીને ઘડીભર યાદ કરી લઉં. આ માટે એમણે 'કુમાર' માસિકમાં પોતાની આપકથા લખી.

અને ત્રણ પુસ્તકોમાં એ પૂરી કરી 'બાંધ ગઠરિયાં', 'છોડ ગઠરિયાં' અને 'સફર ગઠરિયાં'. વાહ, કેવાં મનગમતાં નામ અને તેયે પાછા વિષયને યોગ્ય. ચાંદામામાની આ આત્મકથા તમે જરૂર વાંચજો. ઘણું ઘણું જાણવાનું મળશે અને તે પણ જરાય કંટાળો આવ્યા વગર. એક વખત વાંચવા લીધી કે મૂકવી જ ન ગમે, એવી સરસ એની લખાવટ ને રજૂઆત છે. એમાં એમણે પોતાના દિલની, પોતાના મનની, પોતાના આખા જીવનની, ખાનગી ને જાહેર, અનેક વાતો સુંદર રીતે લખી નાખી છે, અને કંઈ કંઈ નવા ને જૂના સંબંધો, કંઈ કંઈ ભૂતકાળના ને

વર્તમાન કાળના માણસો ને પ્રસંગોને એમા સંભારી લીધા છે. સ્વિટ્ઝરલેંડ તથા આસપાસના સ્થળોની મુલાકાતની પણ એમાં રોચક નોંધ છે.

આ આપણા ચાંદામામાને એક હોંશ છે, આપણુ પોતાનુ સ્વતંત્ર એવું નાટકઘર બાંધવાની. એમણે ઘણા વર્ષો સુધી એ માટે ટહેલ નાખી છે. ઘણી યોજનાઓ રજૂ કરી છે નાણા મેળવવા માટે ઘણા પ્રયાસો કર્યા છે.

એમની નાટકઘરની કલ્પના તો બહુ સુદર ને વિશાળ છે. કોણ જાણે એવું નાટકઘર કોણ ને કયારે બાંધશે? પણ જ્યારેય એ બંધાશે, ત્યારે સૌથી વધુ આનંદ ચન્દ્ર-વદન મહેતાને થશે એ તો નક્કી અને એક વાર એમણે કહેલું કે, મારુ સ્વતંત્ર નાટકઘર હોય તો હુ ત્યાં નાટકો ભજવ્યા જ કરું : મુનશીનુ 'તર્પણ' ભજવું; નાનાલાલનુ 'અકબરશાહ' ભજવું, અને ઠાકોરનું 'સોવિયેટ નવજુવાની' ભજવું। નાટકો મારફત પ્રજાના જીવનને ઘડવાની એમની મોટી ઉમેદ હાલ તેઓ વડોદરામા કોલેજ ઑફ ઈન્ડિયન મ્યૂઝિક, ડેન્સ એન્ડ ડ્રામામા, નાટ્યવિભાગના શિક્ષક તરીકે, બહુ મૂલ્યવાન કાર્ય કરી રહ્યા છે.

બાળકો એમને અતિ પ્રિય. બાળકો માટે ને વિદ્યાર્થીઓ માટે એમણે કેટલીયે વાર ઝુંબેશો ઉઠાવેલી. જુવાનીમાં તો અનેક જુવાનોના આદર્શ જેવા હતા! આજેયે જરાય થાકયા વિના ખૂબ ખૂબ લખે છે, બોલે છે, પ્રવાસ ખેડે છે, પરિષદોમા હાજરી આપે છે, ને નાટકના ઉદ્ધારનુ જૂનુ સ્વપ્ન સત્ય બને એ માટે પ્રયાસ કરે છે.

નિર્દેશ નિર્દોષ હાસ્યકાર

## જ્યોતીન્દ્ર દવે

'દેહ દાતણના જેવો, મન મર્કટના સમું', એવા રમૂજી શબ્દોમાં પોતાના તન-મનનો પરિચય આપનાર શ્રી જ્યોતીન્દ્ર દવે આપણા વર્તમાન યુગના એક શિષ્ટ અને લોકપ્રિય હાસ્યકાર છે.

જ્યોતીન્દ્રનો જન્મ ૧૯૦૧ના ઓકટોબરમાં, સુરતમાં.



પિતાશ્રીનું નામ, હરિહરશંકર ભાનુશંકર દવે. માતા ધનવિદ્યાગૌરી. ૧૯૧૯ મા મેટ્રિકમાં અને ૧૯૨૩માં બી એ. મા ઉત્તીર્ણ થઈ તેમણે ગુજરાતી – સંસ્કૃત વિષયો સાથે એમ. એ ની પરીક્ષા સુરતની એમ. ટી. બી. કૉલેજમાંથી ૧૯૨૫માં પસાર

કરી ત્યાં જ એક વર્ષ 'ફેલો' નીમાયા. પછી થોડા વર્ષ શિક્ષક અને પ્રાધ્યાપક તરીકે કામ કર્યું, અને ત્યારબાદ ઘણાં વર્ષ મુંબઇ રાજ્યના 'પુસ્તકનિરીક્ષક' તરીકે કામગીરી બજાવી, અને ૧૯૫૬માં સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા.

૧૯૨૧માં પ્રથમ લેખ "લોટરીનુ પરિણામ" સુરત કૉલેજ મેગેઝીનમાં છપાયો. એમણે એક કરુણ 'વિષપાન' નાટક પણ લખ્યુ છે. ૧૯૩૦ માં વડોદરા સરકારની ભાષાન્તર કચેરી તરફથી બેન્જામિન કીડના 'સોશિયલ ઈવોલ્યુશન'નું ભાષાન્તર 'સામાજિક ઉત્ક્રાન્તિ' નામે કર્યું હતું.

આ સમય દરમિયાન એમણે કલમ પાસે ખૂબ કામ લીધું છે-ખાસ કરીને તો 'નિબંધિકા'ના સાહિત્યપ્રકાર દ્વારા શિષ્ટ માર્મિક વિચારયુક્ત વિનોદ એમણે વહેતો કર્યો. જરા એની ઝાંખી કરવા માટે બેચાર નિબંધોમાંથી અવતરણો ટાંકીએ.

*

નિયમિતતા વિશે વાતો ખૂબ થાય છે. નિયમિતતા જળવાય માટે 'ટાઈમટેબલ' બનાવવાની સૂચના પણ અપાય છે. આ સૂચના પરથી એમને આવું કંઈક સૂઝે છેઃ

"કહે છે કે બધા મહાપુરુષો 'ટાઈમટેબલ' રાખતા ને તે પ્રમાણે વર્તતા. 'ટાઈમટેબલ' પ્રમાણે ચાલતા માટે તેઓ મહાપુરુષ થયા એમ માનવા કરતાં તેઓ મહાપુરુષ હતા માટે 'ટાઈમટેબલ' પ્રમાણે ચાલી શકતા, એમ માનવું વધારે સયુક્તિક છે. 'ટાઈમટેબલ' પ્રમાણે તો ટ્રેન પણ ચાલી શકતી નથી તો આપણા જેવા સામાન્ય મનુષ્યનું શું ગજુ ? આપણું આખું જીવન અનિશ્ચિતતાથી ભરેલું છે. તેમાં 'ટાઇમટેબલ'ને અવકાશ જ નથી. છતાં દરેકે 'ટાઈમટેબલ'

બનાવવું તો ખરું જ. એથી મનને એક પ્રકારનો સંતોષ રહેશે. પણ એ પ્રમાણે ચાલવા વિશે બહુ ચિંતા ન રાખવી. 'ટાઈમટેબલ' રાખ્યા છતાં એ જાણે હોય જ નહીં એમ વર્તન રાખવું. આમ કર્યાથી 'ટાઈમટેબલ' રાખવા ન રાખવા બંનેનો લાભ મળી શકશે."

'દુકાનનાં પાટિયાં' જોઈને એમની કલ્પના ઉત્તેજિત થઈ ઊઠે છે અને કંઈક આ સ્વરૂપના મૌલિક ચિંતનમાં તે પરિણમે છે :

"ગરમ ભજિયાંવાળો માત્ર પોતાનાં ભજિયાંની જાહેરાત કરીને સંતોષ નથી માનતો. પણ 'શાંતિ એ મહાન ગુણ છે. ગરમાગરમ ભજિયાં તૈયાર છે', એવું એ પાટિયું લગાવે છે. 'આત્મા અમર છે. ચા બાદશાહી મળશે', એમ એક ચાવાળાએ પોતાની દુકાનમાં પાટિયું લગાવ્યું છે. અજાણ્યો મનુષ્ય આવું વાંચીને ગૂંચવાય છે.

એ વિચાર કરે છે : 'ગરમાગરમ ભજિયાં ને શાંતિ વચ્ચે શો સંબંધ! અમર આત્મા ને બાદશાહી ચા વચ્ચે શું સગપણ?' આનો જવાબ એને સૂઝતો નથી. અને એ એને વિશે વધારે ને વધારે વિચાર કર્યે જાય છે. આખરે 'શાંતિ એ મહાન ગુણ છે', અને 'આત્મા અમર છે', એ જ્ઞાન એના મગજમાં વજ્રલેપ પેઠે ચોંટી જાય છે. જ્યારે જ્યારે એ ભજિયાં ખાય છે અથવા ચા પીએ છે ત્યારે એ જ્ઞાન ભજિયાં અને ચાના સ્વાદ તથા સુવાસની અસરથી મઘમઘતું ને મીઠું બનીને, હંમેશને માટે, એના સ્મરણપટ પર કોતરાઈ રહે છે."

'તમારું વજન કેટલું ?' એવો પ્રશ્ન જ્યારે એમને પૂછવામાં આવે છે, ત્યારે આ વજન વિષયના દરિદ્રશ્રેષ્ઠને ભારે આશ્ચર્ય થાય છે! એ આશ્ચર્ય એમને પોતાના 'પાતળાપણા' વિશે વિચારે ચડાવે છે ને એમાંથી 'વજન' અંગે એક આખો લેખ લખાઈ જાય છે :

" જેને લંબાઈ છે પણ પહોળાઇ નથી એવી ભૂમિતિની રેખાની વ્યાખ્યાનું સ્મરણ કરાવતું મારું વજનવિહોણું પાતળું શરીર, કોઈ કોઈ વાર બીજાઓને માટે મજાકનું સાધન બને છે એ સાચું, પરંતુ ઉપહાસ કે હાસ્યના આલંબન માટે પાતળા કરતાં જાડું શરીર વધારે અનુકૂળ થઇ પડે છે એ જગત આખાનો અનુભવ છે. આપણા કાવ્ય-પ્રદેશમાં તો શૃંગાર માટે પાતળા ને હાસ્ય માટે જાડાઓની પસંદગી થઇ હોય એમ દેખાય છે. આજથી ત્રણ દાયકા પૂર્વે ઘેરેઘેર ગવાતી એક નાટકની પંક્તિ મને યાદ આવે છે: 'થઈ પ્રેમવશ પાતળિયા.' એવા જ બીજા એક લોકપ્રિય ગાયનની પંક્તિ છે: 'પાતળિયા, પાલવ મેલો ને પાયે પડું છું.' શૃંગારરસનાં આ ગીતોની પંક્તિમાં જરા ફેરફાર કરી 'થઈ પ્રેમવશ જાડલિયા' કે 'જાડલિયા, પાલવ મેલો ને પાયે પડું છું' એમ કહીએ તો એમાંથી શૃંગાર સરી જાય છે અને એને સ્થાને હાસ્ય આવીને બેસી જાય છે. જાડાપણું શૃંગારને અનુકૂળ નથી એટલું જ નહીં, વીરને માટે પણ એ આલંબન બની શકતું નથી. 'થઇ પ્રેમવશ' એમ કહેવાને બદલે કોઇ 'થઈ જોરવશ જાડલિયા' એમ કોઈ કહે તોપણ ત્યાં વીરરસ નહિ, પણ હાસ્ય જ ઉત્પન્ન થાય છે."

સામાન્ય લાગતા પ્રસંગમાંથી પણ એઓ કેવું હાસ્ય ઉત્પન્ન કરે છે! ખોટી વસ્તુને ખરી ઠરાવવા માટેની એમની દલીલો તર્કયુક્ત અને કુશળતાભરી હોય છે. આ જુઓ 'વહેમ'નું રહસ્ય ને ફિલસૂફી સમજાવતો એક નાનો પ્રસંગ:

"એક વાર હું મારા મિત્રને ત્યાં ગયો હતો. ઉતાવળમાં જોડા કાઢતાં એક જોડો ઊંધો થઇ ગયો. મારા મિત્રે કહ્યું: "જોડો સીધો કરો, નહિ તો આપણી વચ્ચે વઢવાડ થશે."

મેં કહ્યું, "જોડો ઊંધો થઇ ગયો, પણ કંઈ આપણા બેમાંથી એકેનું મગજ ઊંધું નથી થઈ ગયું ને? લડાઇ શાની થાય?"

"થાય જ; જોડા ઊંધો હોય તો એ જણ વચ્ચે લડાઈ જામે એવો નિયમ છે."

"પણ હું લડવા નથી આવ્યો, મળવા આવ્યો છું."

"માટે જ કહું છું કે જોડા સીધો કરી દો."

"હું કંઈ એવા વહેમબહેમમાં નથી માનતો," કહીને હું હીંચકા પર જઈ બેઠો.

"જુઓ, તમને ફરી કહું છું કે જોડા બરાબર કરો, નહિ તો લડાઈ થશે."

"અરે ભાઈ! નહિ થાય."

"થશે!"

"નહિ થાય!"

"કહું છું કે થશે!"

"કહું છું કે નહિ થાય!"

'થશે!' 'નહિ થાય' એ શબ્દો પરથી અમે વધારે સૂચક અર્થવાળા શબ્દો પર ઊતરી પડયા અને આખરે અમારી વચ્ચે ભારે શબ્દયુદ્ધ—શારીરિક યુદ્ધની સીમાને સ્પર્શે એવું—થયું!

"જુઓ, આ જોડા તમે ઊંધો મૂકયો તેથી આપણી વચ્ચે લડાઈ થઈ કે નહિ?" મારા મિત્રે કહ્યું.

"ના. જોડાને લીધે નથી થઇ!" મેં ખિજવાઈને કહ્યું.

"જોડાને લીધે જ થઈ છે!" મારા મિત્રે મારા કરતાં વધારે ક્રોધાવિષ્ટ થઇને કહ્યું, અને હોલવાયેલી આગના ફરી તણખા પ્રસરવા માંડયા. અંતે યુદ્ધ શમાવવાને ખાતર જોડા સીધો કરી થોડીક ક્ષણ થોભી હું ઘેર પાછો ફર્યો"

હાસ્યરસની વાત કરતાં આપણને સહેજે સમર્થ હાસ્યકાર રમણભાઈ નીલકંઠ (૧૮૬૮–૧૯૨૮) સ્મરણે ચડે. 'રાઈનો પર્વત' (૧૯૧૪)ની શિષ્ટ નાટયકૃતિના

રચનાર, 'મકરંદ'ને નામે શિષ્ટતા અને રસિકતાથી કાવ્યો આપનાર, 'કવિતા અને સાહિત્ય'ના ચાર દ્વારા તત્ત્વાન્વેષી વિવેચકની છાપ પાડનાર, 'ધર્મ સમાજ'મા તર્કશુદ્ધ શૈલીએ ચિન્તન રજૂ કરનાર ર ભાઈ સૌથી વિશેષ યાદ રહેશે તો તે એમની અમર રા સળંગ હાસ્યનવલ 'ભદ્રંભદ્ર'થી, ને એમાંના ચિર પાત્ર ભદ્રંભદ્રથી. પ્રાચીન પક્ષવાદીઓની રૂઢિચુસ્તતા સંસ્કૃતમય શૈલીના અતિઆગ્રહના ઉપહાસરૂપે રચાયે આ કૃતિ રમણભાઈને ડીકન્સ અને સર્વાન્તીસ સ હાસ્યસ્વામીઓની હરોળમા બેસાડે એવી છે એમ 'હાસ્ય-મંદિર'ના સંવાદો, પ્રસંગચિત્રો ને હળવા નિબ તથા 'શોધ'ની અધૂરી વાર્તા પણ પોતાની વિશિષ્ટ જાળવી રહે છે.

રમણભાઈએ આરંભેલી આ હાસ્યયાત્રામાં નરસિંહરા દિવેટિયા 'સ્મરણમુકુર' તથા 'વિવર્તલીલા' દ્વારા રામનારાયણ પાઠક 'સ્વૈરવિહાર' દ્વારા, વિજયરાય વૈદ વિનોદકાન્તને ઉપનામે 'નાજુક સવારી' દ્વારા પોતાનો સાથ આપે છે—તો એ સૌની સાથે બહુશ્રુત ને વિદ્વાન જ્યોતીન્દ્ર પણ 'ગુપ્તાની નોધપોથી,' 'રંગતરંગ ભાગ ૧-૬', 'રેતીની રોટલી', 'અલ્પાત્માનુ આત્મપુરાણુ', 'અમે બધા' નવલકથા (સહલેખક શ્રી ધનસુખલાલ મહેતા), 'હાસ્ય તરંગ', 'વડ અને ટેટા' (અનુવાદિત નાટક), અને 'મોચીડાનો મોચીડો (અધૂરી રહેલી સળંગ કૃતિ) દ્વારા પોતાનું આગવુ સ્થાન જમાવે છે.

કદીક તેઓ કવિતા પણ રચી લે છે—એ જ હળવી ઢબે. 'આત્મપરિચય' કાવ્યમાં 'જાતને ઓળખાવતાં' તેઓ લખે છે :

'જન્મે બ્રાહ્મણ, વૃત્તિએ વૈશ્ય ને હું પ્રવૃત્તિએ
શૂદ્ર છું; કલ્પના માંહે ક્ષત્રિયે હું બનું વળી.
શૈશવે ખેલતો ખેલો, શાળામાં ભણતો વળી,
બ્રહ્મચર્યાશ્રમે ત્યારે સ્થિતિ મારી ગણી હતી.
શાળાને છોડીને જ્યારે 'સાળાની બ્હેન'ને વર્યો,
ગાર્હસ્થ્યે આશ્રમ જ્યેષ્ઠે તદા પ્રેમે હું સંચર્યો.
પ્રભુતામાં ધર્યાં પાદ, પૃથ્વીને રસ-પાટલે,
પયગમ્બર પ્રભુ કેરા પધાર્યા બે પછી ગૃહે.
દિનનાં કાર્ય આટોપી વાનપ્રસ્થ અનુભવું,
પારકાં કામ આવે ત્યાં સંન્યાસી હું બની રહું.'

અને પછી પોતાના દેહને વર્ણવતાં કહે છે :

'અગ્નિને મોદ અર્પન્તું, દ્રવ્ય અર્પન્તું વૈદ્યને,
વ્હાલાંને અર્પતું ચિન્તા, મને પીડા સમર્પતું;
પૃથ્વીયે ખેંચતી જેને બહુ જોર થકી નહીં,
ભારહીણું મને એવું ઈશે શરીર આપિયું.'

આવો હતો દેહ—પરંતુ ગૌરવપૂર્વક કવિ કહે છે :

'દેહ દાતણના જેવો, મન મર્કટના સમું,
આત્મા કિન્તુ ગણું મારો વડો બ્રહ્માંડ જેવડો.'

અને છેવટે પોતાની જાતને 'મહાજ્યોતિ પરબ્રહ્મ' તરીકે ઓળખાવતાં કહે છે :

'રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય, તેમ તને સખે!
મહાજ્યોતિ પરબ્રહ્મ દીસે જ્યોતીન્દ્ર હ. દવે!'

રચનાર, 'મકરંદ'ને નામે શિષ્ટતા અને રસિકતાથી ભરેલાં કાવ્યો આપનાર, 'કવિતા અને સાહિત્ય'ના ચાર ભાગ દ્વારા તત્ત્વાન્વેષી વિવેચકની છાપ પાડનાર, 'ધર્મ અને સમાજ'મા તર્કશુદ્ધ શૈલીએ ચિન્તન રજૂ કરનાર રમણભાઈ સૌથી વિશેષ યાદ રહેશે તો તે એમની અમર રસિક સળંગ હાસ્યનવલ 'ભદ્રંભદ્ર'થી, ને એમાંના ચિર જીવ પાત્ર ભદ્રંભદ્રથી. પ્રાચીન પક્ષવાદીઓની રૂઢિચુસ્તતા અને સંસ્કૃતમય શૈલીના અતિઆગ્રહના ઉપહાસરૂપે રચાયેલી આ કૃતિ રમણભાઈને ડીકન્સ અને સર્વાન્તીસ સમા હાસ્યસ્વામીઓની હરોળમા બેસાડે એવી છે એમના 'હાસ્ય-મંદિર'ના સંવાદો, પ્રસંગચિત્રો ને હળવા નિબંધો તથા 'શોધ'ની અધૂરી વાર્તા પણ પોતાની વિશિષ્ટતા જાળવી રહે છે.

રમણભાઈએ આરંભેલી આ હાસ્યયાત્રામાં નરસિંહરાવ દિવેટિયા 'સ્મરણમુકુર' તથા 'વિવર્તલીલા' દ્વારા, રામનારાયણ પાઠક 'સ્વૈરવિહાર' દ્વારા, વિજયરાય વૈદ વિનોદકાન્તને ઉપનામે 'નાજુક સવારી' દ્વારા પોતાનો સાથ આપે છે–તો એ સૌની સાથે બહુશ્રુત ને વિદ્વાન જ્યોતીન્દ્ર પણ 'ગુપ્તાની નોધપોથી,' 'રંગતરંગ ભાગ ૧–૬', 'રેતીની રોટલી', 'અટપાટમાનુ આત્મપુરાણ', 'અમે બધા' નવલકથા (સહલેખક શ્રી ધનસુખલાલ મહેતા), 'હાસ્ય તરંગ', 'વડ અને ટેટા' (અનુવાદિત નાટક), અને 'મોચીડાનો મોચીડો (અધૂરી રહેલી સળંગ કૃતિ) દ્વારા પોતાનું આગવુ સ્થાન જમાવે છે.

કદીક તેઓ કવિતા પણ રચી લે છે—એ જ હળવી ઢબે. 'આત્મપરિચય' કાવ્યમાં 'જાતને ઓળખાવતાં' તેઓ લખે છે :

'જન્મે બ્રાહ્મણ, વૃત્તિએ વૈશ્ય ને હું પ્રવૃત્તિએ
શૂદ્ર છું; કલ્પના માંહે ક્ષત્રિયે હું બનું વળી.
શૈશવે ખેલતો ખેલો, શાળામાં ભણતો વળી,
બ્રહ્મચર્યાશ્રમે ત્યારે સ્થિતિ મારી ગણી હતી.
શાળાને છોડીને જ્યારે 'સાળાની બ્હેન'ને વર્યો,
ગાર્હસ્થ્યે આશ્રમ જયેષ્ઠ તદા એમે હું સંચર્યો.
પ્રભુતામાં ધર્યા પાદ, પૃથ્વીને રસ-પાટલે,
પયગમ્બર પ્રભુ કેરા પધાર્યા બે પછી ગૃહે.
દિનનાં કાર્ય આટોપી વાનપ્રસ્થ અનુભવું,
પારકાં કામ આવે ત્યાં સંન્યાસી હું બની રહું.'

અને પછી પોતાના દેહને વર્ણવતાં કહે છે :

'અગ્નિને મોદ અર્પન્તું, દ્રવ્ય અર્પન્તું વૈદ્યને,
વ્હાલાંને અર્પતું ચિન્તા, મને પીડા સમર્પતું;
પૃથ્વીયે ખેંચતી જેને બહુ જોર થકી નહીં,
ભારહીણું મને એવું ઈશે શરીર આપિયું.'

આવો હતો દેહ—પરંતુ ગૌરવપૂર્વક કવિ કહે છે :

'દેહ દાતણના જેવો, મન મર્કટના સમું,
આત્મા કિન્તુ ગણું મારો વડો બ્રહ્માંડ જેવડો.'

અને છેવટે પોતાની જાતને 'મહાજ્યોતિ પરબ્રહ્મ' તરીકે ઓળખાવતાં કહે છે :

'રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય, તેમ તને સખે!
મહાજ્યોતિ પરબ્રહ્મ દાસે જ્યોતીન્દ્ર હ. દવે!'

આમ, જ્યોતીન્દ્રના લેખનનુ ફલક વિશાળ છે; હાસ્ય એમની નિબંધિકાઓનું મુખ્ય અંગ છે. એમાં ચિન્તન પણ ભળે છે–ને રસની છોળો ઊડે છે. એમના વિનોદમાં શિષ્ટતા ને માર્મિકતા છે, એમનો કટાક્ષ નિર્દંશ અને નિર્દોષ હોય છે–ઘણીવાર પોતે પોતાની નબળાઈઓ, ઊણપો, વિચિત્રતાઓ, ખાસિયતો પર હસી લે છે ને આપણને–વાચકને કે શ્રોતાને હસાવી લે છે!

એક વિવેચક એમને વિશે લખે છે: "જ્યોતીન્દ્રના હાસ્યમાં જીવનલક્ષી–અહિંસક વિનોદનું–તત્ત્વ મોટા પ્રમાણમાં છે. વળી હાસ્યના જેટલુ જ બીજું કામયાબ અંગ એમના વ્યક્તિત્વમાંથી નીતરતી ઉષ્મા છે. એની પ્રતીતિ, લેમ્બ અને સ્ટીવન્સનની માફક, એમની નિબંધિકાઓ કરાવે છે. ગાંધીયુગમાં કટાક્ષથી મુકત, દંશહીન અને નિર્દોષ હાસ્ય પ્રવર્ત્યું તેમાં કાકાસાહેબ કાલેલકર ઉપરાંત જ્યોતીન્દ્રનો ફાળો મહત્ત્વનો છે." તેમને ગલિયારા પારિતોષિક તથા રણજિતરામ સુવર્ણચન્દ્રક પણ મળ્યાં છે–એમની પ્રતિભાને અનુરૂપ જ છે એ પુરસ્કાર.

હાસ્યરસના એક સમર્થ નિબંધકાર ઉપરાંત તેઓ સંસ્કૃત અંગ્રેજીના ઊંડા અભ્યાસી છે, મર્મગામી વિવેચક છે, ચિંતક છે, સંગીત ને વૈદક જેવા વિષયોના સારા જ્ઞાતા છે. અને શ્રોતાઓને પળેપળ રસમાં ડુબાડી રાખે એવા લોકપ્રિય વ્યાખ્યાતાયે છે.

'રંગરંગ વાદળિયાં'ના કવિ

## સુન્દરમ્

**આ** નામ તમે સાંભળ્યુ જ હશે : 'સુન્દરમ્'. સુન્દરમ્ એટલે ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર, આપણા કવિ, ઉમાશંકરના જોડીદાર. બાળકો માટે તો એમણે 'રંગ-રંગ વાદળિયાં' નામનો બાળકાવ્યોનો એક સંગ્રહ પણ પ્રગટ કર્યો છે.



આ કવિ જ્ઞાતિએ લુહાર છે ભરૂચ જિલ્લામાં આમોદ તાલુકો છે, એમાં મીયાંમાતર નામનું ગામ છે, ત્યાંના એ વતની. એમના પિતાનુ નામ પુરુ-ષોત્તમદાસ કેશવલાલ અને માતાનુ નામ ઊજમબાઇ. એમનો જન્મ ૧૯૦૮ માં. આજે એમની ઉંમર ૪૯—

૫૦ ની. પોતે નવ વર્ષના હતા ત્યારે એમનું લગ્ન મંગલાબહેન સાથે થયેલું. એમનો અભ્યાસ પૂરો થાય તે પહેલા તો પિતાશ્રીનુ અવસાન થયુ, પણ એમના દાદાએ એમને 'વિનીત' સુધી શિક્ષણ આપ્યું.

પોતાની વતનભૂમિની લોકલબોર્ડ શાળામાં પ્રાથમિક શિક્ષણ લઈ એ માધ્યમિક શિક્ષણ માટે આમોદ અને ભરૂચની રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થી થયા હતા. ગુજરાત વિદ્યાપીઠના એ પહેલા વર્ગના સ્નાતક થયા, ૧૯૨૯ માં. લખવાનું તો વિદ્યાર્થી હતા, ત્યારથી જ શરૂ કરેલું. તમે જાણો છો, 'સાબરમતી' નામનું માસિક પ્રગટ થતું હતું તેના પોતે તંત્રી હતા, અને ઘણા લેખો તેમા લખેલા. એમાં પ્રગટ થયેલા ઉત્તમ લેખ માટે એમને તારાગૌરી-ચંદ્રક પણ મળેલો. ગુજરાતી વિષયમાં વધારેમા વધારે ગુણ મેળવીને એમણે અખિલ ભારત વિદ્યાર્થી પરિષદનું ઈનામ પણ મેળવેલું.

બાળકવિ સુન્દરમને ઓળખવામા આનંદ પડે એવું છે એમ તો એમણે 'કાવ્યમંગલા', 'વસુધા', કોયા ભગત બની 'કડવી વાણી અને ગરીબોનાં ગીતો', અને 'યાત્રા' એમ બીજાય કાવ્યસંગ્રહો પ્રગટ કર્યા છે, અને તે દરેકમા સુન્દરમ્ કવિ તરીકે, કટાક્ષકાર તરીકે, વિચારક તરીકે, આસ્તિક ભક્ત તરીકે ઝળકે છે. એમણે વાર્તાઓ પણ લખી છે–સરસ લખી છે. આપણા જીવનમાં રોજેરોજ જે ઘટનાઓ બને છે તે પર નજર ફેરવીને તેમાંથી એમણે પોતાની વાર્તાનું વસ્તુ લીધું છે અને તે

એવી નક્કર અને ચોટદાર રીતે રજૂ કર્યું છે કે એક વિવેચકે એમને 'વાસ્તવવાદના પડઘમચી' કહ્યા છે. એમની વાર્તાઓના સંગ્રહો છે 'હીરાકણી અને બીજી વાતો' (૧૯૩૮), 'ખોલકી અને નાગરિકા' (૧૯૩૯), 'પિયાસી' (૧૯૪૦) અને પછી 'ઉન્નયન'. આમાં 'પિયાસી' એમનો સર્વશ્રેષ્ઠ સંગ્રહ મનાય છે. કોકવાર હાથે ચડે તો એમાંથી માને ખોળે, મીનપિયાસી, જમીનદાર, ખીડીઓ, ખાસડાકટર, મહેરબાનીની રાહે, આશા, માજા વેલાનું મૃત્યુ વગેરે વાર્તાઓ વાંચી જજો.

'દક્ષિણાયન' એમનું પ્રવાસવર્ણન છે.

સુન્દરમ્ વિવેચક પણ છે. 'અર્વાચીન કવિતા' એ આપણી કવિતાની એમણે કરેલી સુંદર, તટસ્થ અને મૂલ્યવાન વિવેચના છે. એ પુસ્તક માટે એમને મહીડા પારિતોષિક મળેલું. અને 'કાવ્યમંગલા' કાવ્યસંગ્રહ માટે એમને રણજિતરામ સુવર્ણચંદ્રક મળેલો એ પણ આપણે નોંધવું જોઈએ.

સુન્દરમે 'મૃચ્છકટિક' નાટકનો સુંદર અનુવાદ તથા અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી'નું ભાષાંતર એમ બે કૃતિઓ આપી છે; અને યોગવિષયક લેખો લખ્યા છે: 'મહાયોગી શ્રી અરવિંદ', અને 'કેળવણી'.

આજે તો સુન્દરમ્ પોંડીચરીમાં અરવિંદાશ્રમમાં રહે છે. ત્યાં એમણે અરવિંદબાબુનું તત્ત્વજ્ઞાન પચાવવા માંડ્યું છે, ને ઘણે ભાગે એને રંગે રંગાયા છે. આજે એમનાં કાવ્યો વાંચશો તો તેમાં એ ઝલક સ્પષ્ટ રીતે નજરે

ચડશે. આ ઉપરાંત તેઓ 'દક્ષિણા' નામના સામયિકના તંત્રી પણ છે. એમાં અરવિંદબાબુ તથા માતાજીના અધ્યાત્મને લગતા વિચારોની તેઓ સમજ આપે છે. મૂળથી જ સુન્દરમ્ સ્વભાવે ચિંતનશીલ છે. ગ્રામસેવા, અસહકારની લડતમાં જેલનિવાસ, કવિતા, લોકશિક્ષણ, ગાંધીજીના જીવનની પ્રેરણા વગેરેથી એમનું મન ચિંતન તરફ વધુ ઢળેલું છે. એમનો કાવ્યસંગ્રહ 'યાત્રા' (૧૯૫૧), એમના પર પડેલી આ જ અરવિંદની અસર તથા ભક્તિમાર્ગની અસરનો પુરાવો છે.

પણ આપણે આજે, આ સ્થળે, ભારેખમ ચિંતન નહીં કરીએ. આજે તો કલકલ કરતી વહી જતી, બહુ પહોળા પટવાળી નહિ એવી નદીમાં જ છબછબિયાં કરીએ, આવો.

આ જુઓ એમનું 'રંગરંગ વાદળિયાં.' આ એમનું 'બહેન અને ચાંદો' કાવ્ય. કવિ કહે છે:

"બેન બેઠી ગોખમાં, ચાંદો આવ્યો ચોકમાં,
બેન લાવી પાથરણું, ચાંદો લાવ્યો ચાંદરણું.
પાથરણા પર ચાંદરણું, ને ચાંદરણા પર પારણું,
ચાંદો બેઠો પારણે, બેન બેઠી બારણે.
બેને ગાયા હાલા, ચાંદાને લાગ્યા વ્હાલા,
બેનનો હાલો પૂરો થયો, ચાંદો રમતાં ઊંઘી ગયો,
બેનના હાલા ચાંદે લીધા, બેનને તારા રમવા દીધા."

કેવી નવીન ને સુંદર કલ્પના છે!

પણ તમે પૂછશો 'આ ગીત કયા રાગમાં ગાવું?' રાગ વળી કેવો? તમારું ગળું જે રાગ કાઢી શકે તેમાં.

સંગીતનો જો ખરેખર વિચાર કરશો તો જણાશે કે એમાં કોઈ પણ રાગ છેવટનો નથી બનવાનો. માત્ર ગાતાં ગાતાં તમારે એ વાત ભૂલવી નહીં. ગીતનો તાલ તોડવો નહીં; ને એની ઝડપમાં નકામો વધારો ઘટાડો કરવો નહીં.

એક બીજું ગીત તો તમે ભણી ગયાં હશો–' પતંગિયું!'

' કેસરિયો ખીલ્યો છે ગોટો,
લીલમડે છોડે શું મધનો લોટો,
પતંગિયું પીળું પીળું રે. '

લીલા છોડ પર જાણે મધનો લોટો હોય એવો કેસરિયો ગોટો! ત્યાં આ પીળું પતંગિયુ ભમતું હોય.

એક બીજું ગીત લો : ' હું તો પૂછું '. આમાં કવિ એક પછી એક સવાલો પૂછે છે, પણ તેના જવાબ આપતા નથી. જવાબ તમારે શોધી કાઢવાના.

' હું તો પૂછું કે મોરલાની પીંછીમાં
રંગ રંગ વાળી
આ ટીલડી કોણે જડી ?
વળી પૂછું કે મીંદડીની
માંજરી શી આંખમાં
ચમકતી કીકીઓ કોણે મઢી ?
હું તો પૂછું કે ચાંદાની થાળીમાં
બકરી ને ડોસીની
ઝૂંપડી કોણે મઢી ?
વળી પૂછું કે આભની
હથેળીમાં સૂરજની
ભમતી ભમરડી કોણે કરી ?'

કવિની કલ્પના જોઈ ? એમણે સૂરજને ભમતો ભમરડો કહ્યો છે–હાસ્તો, સવારે પૂર્વમાં, પછી મધ્યાહ્નને માથે ને સાંજે પશ્ચિમમાં–આમ ભમ્યા જ કરે, ભમ્યા જ કરે. પણ એ ભમે છે શેમાં ? તો કે આભની હથેળીમાં–આકાશની હથેળીમાં.

'શાકવાળીનો ભેરુ' એ વળી કોઇ નાનકડા ભૂલકાના મનનો તરંગ છે.

'હાથમાં મારી દાઢી મૂકી,
ઓટલે બેસી જોઉં હુ રોજ,
ટોપલાવાળી જાય છે ચાલી,
ટહેલ નાખીને બોલતી રોજ '

આ આવે છે શાક લેવા, પણ,

'બા છે મારી એવી કની તે,
ટોપલો આખો ફેંદી જાય,
પાશેર લઈને ઘરમાં જાય ને
પેલી ડોળા કાઢતી જાય '

ત્યા તો આ છોકરાને થાય છે, આ શાકવાળીને મારે મદદ કરવી જોઇએ. એ એને કહે છે.

'ટોપલે તારે બેસાડી મને
મૂગી મૂગી ફરજે માત્ર,
એવો કની હું સાદ પાડીશ કે
શાક ખરીદશે માણસ માત્ર.'

શાક ખરીદવા આવનારમાં એની બા પણ હશે જ તો. ત્યારે એ બાને કહેશે ·

' કહીશ, હું છું વાડીનો મૂળો—
કિંમત મારી રૂપિયા તેર,
જોઇતો હોય તો ખરીદ લે આજ,
નહીં તો આપણે ટોપલે લહેર.'

અને આને તેર રૂપિયે મને પાછો લેવાની ઇચ્છા હોય તો લે; ન લે તો આપણે તો બેઠા તારે ટોપલે લહેર કરતા !

પણ છોડો આ વાત. 'રંગરંગ વાદળિયાં'નું ગીત તો તમને મોંએ હોવું જ જોઈએ. વાદળાંનું આ ગીત કેવું મનોહર છે ! કેવા સાદા ને સરળ શબ્દો, કેવો મીઠો લય, કેવી નાજુક કલ્પના, ને છતાં કેવો અર્થ ! એનો ઉપાડ જ જુઓ ને :

'હાં રે અમે ગ્યાં'તાં,
હો રંગના ઓવારે,
કે તેજના ફુવારે,
અનંતના આરે,
કે રંગ રંગ વાદળિયાં.
હાં રે અમે નાચ્યાં,
તારાના તરંગે,
રઢિયાળા રંગે,
આનંદના અભંગે,
કે રંગરંગ વાદળિયાં.'

અને એ વાદળાં તો છેવટ વરસ્યાં ધરતી પર. સોનેરી રૂપેરી અંગનાં, જાતજાતનાં આકારનાં.

એ વાદળાં ઊડ્યાં, ક્યાંક ક્યાંક થંભ્યાં, દૂરદૂર પહોંચ્યાં. ક્યાંક નાહ્યાં, ક્યાંક પોઢ્યાં, ક્યાંક જાગ્યાં ને પાછાં તાજાં-માજાં થઈ નાચ્યાં. તે કેવાંક :

' હાં રે અમે આવ્યાં,
હો રંગરંગ અંગે,
અનંત રૂપ રંગે,
તમારે ઉછંગે,
કે રંગરંગ વાદળિયાં. '

ચાલો, આપણી ગીતોની ઉજાણી અહીં પૂરી થઈ! તમે સુન્દરમના બીજા કાવ્યસંગ્રહોમાંથી 'કાવ્યમંગલા 'માંથી, ' વસુધા 'માંથી, ' યાત્રા 'માંથી સરસ કાવ્યો શોધી કાઢજો અને મન મૂકીને ગાજો.

નવીન કવિતાના સ્થાપક

## ઉમાશંકર જોષી

**એક** જમાનામાં તમે નર્મદ–દલપતનાં નામ જોડિયા કવિઓ તરીકે બોલતા હતા; તે પહેલા ઘણાં વર્ષો પર થઈ ગયેલાં નરસિંહ મીરાને પણ આપણે એમ ઓળખતાં; અર્વાચીન જમાનામાં આપણે એવું જ કહીએ છીએ–ઉમાશંકર અને સુન્દરમ્ આ બે કવિઓનાં નામ આપણને પણ ભેગાં જ હોઠે ચડે છે.



આપણા આ બે ઘરદીવડાઓમાંથી આપણે સુન્દરમ્‌નો પરિચય તો મેળવી લીધો; હવે ઉમાશંકરને મળી લઈએ.

સૂકલકડી શરીર, માથેથી ખરવા મા

વાળ, આંખે કાળાં ચશ્માં, ખાદીની કફની ને ધોતિયું અને પગમાં સાદા ચંપલ–આ એમની બાહ્ય આકૃતિ–બાહ્ય દેખાવ. પણ આ બધાંની પાછળ જે કવિ, નાટકકાર, નવલિકાકાર, સંશોધક, વિવેચક છુપાયેલો છે, તેને જોવાનું કામ જરા કરો તો.

એમનો જન્મ ૨૧ મી જુલાઈ, ૧૯૧૧ ને દિને. પોતે મૂળ ઈડર રાજ્યના બામણા ગામના. પણ ગુજરાતને જ એમણે વહાલથી પોતાની ભૂમિ ગણી છે. હા રે, એમણે એક કવિતામાં એમ ગાયું પણ છે ને: 'ભારતની ભોમમાં ઝાઝેરી ગુજરાત, ગુજરાત મોરી મોરી!'

એમના પિતાનું નામ જેઠાલાલ કમળજી જોષી; માતાનું નામ નવલબહેન. પ્રાથમિક શિક્ષણ વતનમાં લીધું; ૧૯૨૮માં મૅટ્રિકની પરીક્ષા ત્રીજે નંબર મેળવી પસાર કરી. પછી પોતે ગુજરાતમાં આવીને વસ્યા. ને ગુજરાતને પોતાનું ગણી, ગુજરાતી ભાષામાં ચિરકાળ યાદ રહે એવું સર્જન એમણે કર્યું છે.

કવિતા લખવાનો શોખ નાનપણથી–પણ આટલું વહેલું 'કવિ'નું લેબલ પોતાને લાગી જશે (૧૯૩૦માં ૧૯ વર્ષની ઉંમરે) એ તો કદાચ એમને પોતાનેય કલ્પના નહીં હોય. ૧૯૩૦માં ગાંધીજીએ દાંડીકૂચ કરી, અને હિન્દુસ્તાન આખાને ખળભળાવી દીધું. બ્રિટિશ રાજકર્તાઓને તો દિંગ જ કરી દીધા.

આ પ્રસંગ એવો નવો, અપૂર્વ ને ભવ્ય હતો કે 'કવિ' જેવા માણસને તો એની તરત અસર થાય. આપણા આ જુવાન ઊગતા કવિને પણ અસહકારની ભાવનાએ, ત્યાગની ભાવનાએ, દેશની મુક્તિની ભાવનાએ અને જગત આખા પર શાંતિ સ્થાપવાની ભાવનાએ એવી અસર કરી,

કે એણે પોતાની એ લાગણીઓને ને અનુભવને, શબ્દમાં મઢી લઈ, કવિતાના જગતમાં એક નવા વિષયને ઉમેર્યો. એમણે 'વિશ્વશાંતિ' નામનું કાવ્ય લખ્યું.

આપણો નવો કવિ, લોકો પ્રત્યે નજર માંડવા લાગ્યો. લોકોનાં દુઃખો ને લોકોનાં હૃદયની ઇચ્છાઓ, અભિલાષાઓ સમજવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એણે કવિતાને લોકના થર સુધી નીચે આણી. આકાશમાંથી જ કવિતા ઝીલવાને બદલે, એણે ધરતીની ધૂળમાંથી કવિતાના વિષયો મેળવવા માંડયા. પરિણામે, આપણા આ કવિએ આપણને ૧૯૩૪ માં 'ગંગોત્રી' કાવ્યસંગ્રહ આપ્યો.

'વિશ્વશાંતિ'થી ઉમાશંકરે 'નવીન કવિતા'ની સ્થાપના કરી, અને પછીના કાવ્યસંગ્રહોથી એ કવિતાને દૃઢ કરી, પગભર કરી, વિકસાવી. એમણે છંદમાં લખ્યું, વૃત્તમાં લખ્યું; એમણે ફારસી કવિતાનાં માપ પણ લીધાં અને ભજન ગીતોયે રચ્યાં. એમણે ઊર્મિગીત ને ખંડકાવ્ય પણ અપનાવ્યાં. એમણે ભારેખમ સંસ્કૃતમય ભાષા વાપરી તો સાથે સાથે તદ્દન રોજિંદી તળપદી લોકબોલીનેય વિસારે ના પાડી. જેવો વિષય તેવી વાત.

૧૯૩૯માં એમણે 'ગુલે પોલાંડ' (પોલાંડની કવિતા) અને 'નિશીથ' કાવ્યસંગ્રહ આપ્યા. 'નિશીથ' જોયું છે? એમાં કવિનું ચિંતન, દર્શન, લાગણીઓ, અનુભવો, કલ્પના વગેરે કોઈ વિરાટ પંખીની પાંખે ચડીને ઊડતાં હોય એવાં બન્યાં છે. એમાંય એમનાં ગીતો : 'મોરી ગુજરાત', 'ગીત ગોત્યું', 'છેડલો', 'ફરી ફરી ફાગણ ના રે', ને

'અંબોડલે' તો રસગુલ્લાં જેવાં છે. આ કાવ્યસંગ્રહ માટે એમને રણજિતરામ સુવર્ણચન્દ્રક અર્પણ થયેલો.

૧૯૪૪માં એમણે પ્રાચીન કાવ્યવિષયો પર રચેલાં સાત કાવ્યોનો સંગ્રહ 'પ્રાચીના' આપ્યો, ને ૧૯૪૬માં છૂટક છૂટક નવાં કાવ્યોનો સંગ્રહ 'આતિથ્ય' આપ્યો. એ પછી આવ્યાં 'વસન્તવર્ષા'નાં કાવ્યો. મધુર લય-મંજુલ વાણીમાં વહેતાં ગીતોની આમાં મોટી સંખ્યા છે.

ઉમાશંકરની આવી કવિત્વશક્તિને કારણે, આપણા એક વિદ્વાન વિવેચકે કહ્યું છે કે, ગુજરાતની મહાકાવ્યની ઊણપ પૂરવાની આશા આપતા બે શક્તિશાળી કવિઓ આપણી પાસે છે. એક ઉમાશંકર ને બીજા સુન્દરમ. પરંતુ, હજી મહાકાવ્ય લખવાનું કોઈએ શરૂ કર્યું નથી!

પણ ઉમાશંકરે માત્ર કવિતા લખી છે એમ ન માનશો. 'શ્રાવણી મેળો', 'ત્રણ અર્ધું બે અને બીજી વાતો' અને 'અંતરાય' લખનારા વાર્તાકારને આપણે કેમ ભૂલી શકીશું? અને એમ તો એમણે 'પારકાં જણ્યાં' નામની નવલકથા પણ લખી છે. પણ કોણ જાણે કેમ, ઉમાશંકર, જે સરળતાથી અને સહજ રીતે કવિતા ને વાર્તામાં કે એકાંકીમાં ખીલે છે તેમને નવલકથા માફક નથી આવતી. હા, ઉમાશંકર એકાંકીકાર પણ છે. એમણે 'સાપના ભારા' નામનો અને 'શહીદ' નામનો એમ બે એકાંકી નાટિકાઓના સંગ્રહો આપ્યા છે. આ નાટિકાઓમાં એમણે આપણા સમાજ પર અને આપણાં ગામડાંના જીવન પર સુંદર ને વેધક પ્રકાશ નાખ્યો છે એમણે

ભાષાંતર પણ કર્યાં છે: જુઓ કાલિદાસનું નાટક શાકુંતલ તથા ભવભૂતિનું નાટક ઉત્તરરામચરિત; એમણે વિવેચન કર્યું છે : જુઓ સમસંવેદન; એમણે સંશોધન કર્યું છે : જુઓ 'અખો : એક અધ્યયન' અને 'પુરાણોમાં ગુજરાત'; એમણે નિબંધો આપ્યા છે : 'ગોષ્ઠિ'માં; એમણે સંપાદન કર્યું છે : જુઓ 'ક્લાન્ત કવિ', 'કાવ્યતત્ત્વ-વિચાર', 'સાહિત્યવિચાર', વિચારમાધુરી' વગેરે. આ ઉપરાંત પોતે 'સંસ્કૃતિ' માસિકના તંત્રી પણ છે.

× × ×

હા, એમની કારકિર્દીમાં આટલી વાત આપણે ઉમેરી લઈએ. ૧૯૩૦ માં સત્યાગ્રહની લડતમાં એમણે ઝુકાવ્યું, ને જેલજાત્રા બે વાર કરી. એ ચળવળ પછી પોતાનો અભ્યાસ પૂરો કર્યો. અને એમ. એ. ની પરીક્ષામાં ગુજરાતી સાહિત્યને મુખ્ય વિષય તરીકે લઈ, એ પરીક્ષામાં પહેલા વર્ગમાં ઉત્તીર્ણ થયા. ત્યારપછી, એમણે અમદાવાદની ગુજરાત વિદ્યાસભા દ્વારા ચાલતા ભોળાનાથ જેસિંગભાઈ વિદ્યાભવનના ગુજરાતીના અધ્યાપક તરીકે કેટલોક સમય કામ કર્યું અને ત્યાં રહેરહ્યે કેટલુંક ઉત્તમ વિવેચન-સંશોધન-સંપાદન કર્યું. હાલ તેઓ અમદાવાદમાં ગુજરાત યુનિવર્સિટી સાથે સંકળાયેલા છે.

ઉમાશંકરને ભારત સરકારે ગુજરાતી ભાષાના પ્રતિનિધિ. તરીકે, ગુજરાતમાંથી, સાહિત્ય અકાદમી (દિલ્હી)માં સ્થાન આપ્યું છે, એ હકીકત પણ એમની શક્તિ, સિદ્ધિ અને અધિકાર વિશે આદર ઉપજાવે છે.

## રાજેન્દ્ર

**કરિયાણું, લાકડું, કાગળ અને કવિતા!**

આ ચારનો મેળ બેસતો લાગતો નથી, પણ આપણી નવીનતર કવિતામાં જેમનૂ નામ સહેલાઇથી આગલી હરોળમાં મૂકી શકીએ એ રાજેન્દ્ર શાહના જીવનમાં આ ચારેયે ભાગ ભજવ્યો છે.



૧૯૧૩ ની ૧ લી જાન્યુઆરીએ એમનો જન્મ. એમના પિતાનું નામ કેશવલાલ શાહ. તેઓ વકીલ હતા ને પાછળથી ન્યાયાધીશ પણ થયા હતા. રાજેન્દ્ર બે વર્ષના હતા ત્યારે પિતાનું અવસાન થયું. માતા

ઓરમાન હતાં. પણ આર્થિક ભીંસ વેઠીનેયે એમણે રાજેન્દ્રને ભણાવ્યા અને તેઓ તત્ત્વજ્ઞાનના વિષય સાથે બી. એ. થયા.

કપડવણજ એમનું મૂળ વતન.

ભાવના તો હતી મોટા ક્રાન્તિકારી થવાની; પણ ગાંધીજીનાં અસહકાર આંદોલનોથી આકર્ષાઈ કોંગ્રેસમાં જોડાયા. એક વાર, કપડવણજના ટાવર પર ચડાવેલા રાષ્ટ્રધ્વજની રક્ષા માટે તેમણે ટાવર પરથી પડતું મૂકેલું ને આમ શાહીવાદી પોલીસને હાથે ધ્વજનું અપમાન થતું નિવારેલું !

બી. એ. થયા પછી તેમણે શિક્ષક તરીકે અને અમદાવાદની સંસ્થા ' જ્યોતિસંઘ 'માં કર્મચારી તરીકે કામ કર્યું. ત્યારપછી કરિયાણાંની ને લાકડાંની દુકાનો ખોલી–પણ એમાં સફળ ન થયા. ૧૯૪૫માં મુંબઈ આવ્યા ને કાગળનો વ્યવસાય શરૂ કર્યો. એમ કરતાં ' લિપિની પ્રિન્ટરી ' કાઢી–ને કવિતાનો કસબ તો આ બધાંની સાથે ચાલતો જ હતો.

શ્રેયઃસાધક અધિકારી વર્ગના ગુરુવર્ય શ્રી ઉપેન્દ્રાચાર્યજીનો સંપર્ક એમને પ્રથમથી જ હતો, ને એમની છાપ પણ એમના ઉપર ઊંડી પડેલી છે.

રાજેન્દ્રના પ્રિય કવિઓમાં શરૂઆતમાં કવિ નાનાલાલ અને પછી સુન્દરમ્ તથા શ્રીધરાણી હતા. ઈન્ટરમાં આવ્યા પછી ખબરદારનું વાંચન વધ્યું. કવિવર રવીન્દ્રનાથનાં મૂળ કાવ્યો જ વાંચવાનો આગ્રહ રાખ્યો ને સાથે અંગ્રેજી કવિતા પ્રત્યે પણ અભિરુચિ કેળવી. આમ પૂર્વ અને પાશ્ચમનાં

તત્ત્વોએ એમનું ઘડતર ને ચણતર કર્યું. છતા પોતે કહે છે: "ફરી ફરીને રવીન્દ્રનાથને વાચતા જે આનંદ ને શાંતિ અનુભવુ છું તેવો અનુભવ તો બીજા કશા વાચનમા નથી થતો."

એમનો 'ધ્વનિ' કાવ્યસંગ્રહ તો પ્રગટયો ૧૯૫૧માં, પણ એમનું પ્રથમ કાવ્ય લખાયેલુ ૧૯૩૨માં. 'પથ્થર પર પાણીનો ધોધ' એનું નામ. એ પ્રગટ થયેલુ વિલ્સન કૉલેજના સામયિકમાં. 'ધ્વનિ' માટે આપણા અગ્રણી કવિ ઉમાશંકર જોષીએ કહ્યુ છે કે· "ગુજરાતી ભાષાના જે ગણનાપાત્ર કાવ્યસંગ્રહો છે તેની હરોળમા સહેજે પોતાનું સ્થાન પામે એવો એ રસસમૃદ્ધ છે"

'ધ્વનિ'માં પ્રકૃતિ, પ્રણય અને પરમાત્મા વિશે રસભર ચિંતન છે. કવિતા તત્ત્વજ્ઞાન સાથે હાથ મિલાવીને અહીં મહાલે છે. એક બે લમરકાથી રાજેન્દ્ર પ્રકૃતિનું કેવું સુંદર ચિત્ર સરજે છે:

'મધ્યાહ્નની અલસ વેળ હતી પ્રશાન્ત,
ધીરે ધીરે લસતી ગોકળગાય જેમ!'

અને 'આયુષ્યના અવશેષે' જેવા એમના સૉનેટ-ગુચ્છ માટે તો સ્વ. બલવંતરાય ઠાકોર જેવા દુરારાધ્ય વિવેચકે જે શબ્દો ઉદ્ગાર્યા છે તે જ પૂરતા છે. કહે છે: "રેશમના પટ પર, સુવર્ણાક્ષરે લખીને, કિનખાબથી મઢી, સામી ભીંત પર લટકાવવા જેવું છે"

'ધ્વનિ'માં માત્ર ચિંતન નથી. હૃદયંગમ ગીતોની પણ એમાં રસલહાણ છે. બંગાળી અને ગજલની અસરે

ઝીલીને, એમણે એ ગીતોને નવાં જ રૂપરંગ આપ્યાં છે.

" સંગમાં રાજી રાજી;
એક બીજાના સંગમાં રાજી રાજી;
બોલવા ટાણે હોઠ ખૂલે નહીં,
નેણ તો રહે લાજી ! "

જેવી પંક્તિઓની સુકુમારતાને પડછે 'છોડલો છોડો'નું ગીત સાગરનાવિકના રૂપકનો આશ્રય લઈ, જીવનયાત્રાનો ઉત્સાહ વ્યક્ત કરી જાય છે. તો વળી,

" કેવડિયાનો કાંટો અમને વનવગડામાં વાગ્યો રે,
મૂઇ રે એની મ્હેક, કલેજે દવ આકરો લાગ્યો રે. "

તો, " હો સાંવર, થોરી અઁખિયનમેં જોબનિયુ ઝૂકે લાલ,
નાગર સાંવરિયા ! "

જેવાં ગીતોનું વિલસતું માધુર્ય પણ અનુભવવા જેવું છે, અને

" હરિ તારા ઘરના મંદિરિયામાં બેસણાં હો જી "

જેવાં ભજનો પણ કોઇ અવધૂતી રંગ લગાવી જાય છે.

એમનો બીજો સંગ્રહ : 'આંદોલન'.

આમાં, ભૂમિદાન જેવી પ્રાસંગિક પ્રવૃત્તિ વિશેના કાવ્યમાં પણ ચિરંજીવિતાનું તત્ત્વ રાજેન્દ્ર આરોપી શકે છે.

" માગણનો લઈ વેશ પધારે,
પ્રભુ તુજ કુટીર દુવારે,
મબલખનો દાતાર, ભીખની
ઘર ઘર ટહેલ પુકારે. "

આ ઉપરાંત 'ધ્વનિ'માં આવતા 'અંતરાય' કાવ્યનું સ્મરણ કરાવે તેવી પંક્તિઓ 'આંદોલન'માંયે છે:

" વન ભૂમિએ કૂદતાં પેલાં
ઝરણ કેરાં પાણી,
મારગે એને મળતાં રોધન,
મળતી મધુર વાણી. "

*

અને

" આખુંયે આભ તારી પાંખથી વીંઝાય
એવું માની ગાફેલ નવ રહિયે,
લીલી તે ડાંખળીને ઝોક રે ભલે
અહ્યા અડિયલનો આશરો ન લઈએ "

જેવી સૂચક પંક્તિઓનો ભાવ ને લહેકો બેઉ નોંધપાત્ર છે

'શ્રુતિ' નામક એમનો નવો કાવ્યસંગ્રહ હવે પ્રગટ થશે.

આ ઉપરાંત રાજેન્દ્રે 'ગતિમુક્તિ' અને 'સુરદાસ' જેવી પદ્ય એકાંકી નાટિકાઓ પણ લખી છે ને થોડીક નવલિકાઓ પણ રચી છે–છતા એમની સિદ્ધિનું સર્વોચ્ચ શિખર તો કવિતા જ.

નવીનતર કાવ્યપરંપરાના અગ્રણી રાજેન્દ્રને ૧૯૫૬ નો રણજિતરામ સુવર્ણચન્દ્રક હમણાં જ એનાયત થયો–એ એમની સિદ્ધિનો સુયોગ્ય પુરસ્કાર જ છે.